★

જેમના વાત્સલ્ય અને સત્કાર વડે મને
જીવનમા પ્રેરણા મળી તે પરમ પૂજ્ય
પિતાશ્રીને સમર્પણ

★

# પ્રવાસ વિષે સૂચનાઓ



ભૌગોલિક દૃષ્ટિએ ભારતવર્ષ સંપૂર્ણ પ્રદેશ હોવાથી અહીં ત્રણે ઋતુઓની અસર અમુક પ્રદેશપર પડવાથી તેમા વિલક્ષણતા આવી જાય છે અને તે કોઈ ઠેકાણે સૌંદર્ય સ્વરૂપે યા તો ભયાનક રૂપમા દેખાય છે મનુષ્ય સ્વભાવ નિત્ય નવું જોવાને ઉત્સુક હોય છે ને ઘણું કરીને સુંદરતાનો પૂજારી છે પ્રકૃતિની મનોહરતા સમુદ્ર તરંગો, સરિતા તટ, સરોવરના જળમા, વિગેરે સ્થળોએ જોવામા આવે છે, પણ પર્વતીય પ્રદેશની સજાવટ માણસને આશ્ચર્યમા નાખી દે છે આમા પણ કુદરતે ઉત્તરાખંડના પહાડોને પલ્લવિત, પુષ્પિત ઉપરાત સુજલા, સુફલા ને સસ્ય સ્યામલાની સંપત્તિ અર્પી રત્ન ભંડારોથી પરિપૂર્ણ કર્યા છે આથી સાધારણ માણસને આવા સ્થાનોનુ અવલોકન કરવાની ઉત્સુકતા રહે એ સ્વાભાવિક છે

ભારતીય ઋષિમુનિઓને આવા મનોરમ્ય સ્થાનો તપશ્ચર્યા માટે અનુકૂળ લાગ્યા કારણ કે જે પ્રદેશ મનોહર હોય, શીતળ, શાંત ને એકાંત હોય ને જ્યા જળ, ફળ ને સ્થળમા અનેક પ્રકારે સૌંદર્ય હોય તે સ્થાન અધ્યાત્મ ચિંતન માટે અનુરૂપ હોઈ શકે છે આથી પ્રાચીન ઋષિમુનિઓએ પોતાના અનુષ્ઠાન વિગેરે કર્મોમા આ સ્થળોને ઉત્તમ ગણ્યા ને તપસ્વી યોગીઓએ પોતાના યોગ બળથી, ભક્તિ મહાત્મ્યથી તથા વૈજ્ઞાનિક સિદ્ધિથી અહીં સર્વત્ર વ્યાપ્ત પ્રભુશક્તિનો આવિર્ભાવ કર્યો ને વિદ્વાનોએ આ સ્થાનો તીર્થ તરીકે સ્વીકાર્યા

આ સ્થાનો પર પહોંચીને મનુષ્યને શારીરિક સુખ તેમ જ માનસિક શાંતિ પ્રાપ્ત થાય છે ને સાથે કરુણામય ઈશ્વરની મહત્તા જોઈને પ્રભુ પ્રત્યે પ્રેમભક્તિ ઉત્પન્ન થાય છે. ભારત વર્ષમાં ચાર દિશામાં ચાર ધામ પ્રસિદ્ધ છે પણ બદરીકેદાર સિવાય બીજા ધામોમાં સુગમતાથી જઈ શકાય છે. બદરીકેદાર હિમાલયના કઠિન દુર્ગમ પહાડોમાં આવેલા હોવાથી અહીં પ્રમાણમાં થોડા યાત્રિઓ આવે છે તેમ છતાં પ્રતિવર્ષ લાખોની સંખ્યામાં શ્રદ્ધાળુ, યુવાન, વૃદ્ધ, સ્ત્રી ને પુરુષ આ તરફ આવે છે.

બધા ધામની સરખામણીમાં બદરીકેદાર વધુ આકર્ષક છે, કારણ કે તે ઉત્તરમાં હિમાલય પર્વતની શ્રેણીમાં મધ્યમાં આવેલાં છે ને આસપાસ ઊંચા શિખરો સર્વદા બરફ છવાયલાં રહે છે. પહાડો પર ચઢવા ઊતરવા તેમજ નદીઓ પાર કરવાને લીધે માર્ગ અવશ્ય કઠિન છે, તથાપિ કુદરતી મનોહર દૃશ્યોને લીધે માર્ગ દુખદાયી લાગતો નથી ને પ્રકૃતિની શોભા માણસના થાકને તથા દુઃખને ભુલાવી દે છે. હાલના અર્વાચીન યુગમાં જ્યારે રેલ્વે, મોટર, બસ અને હવાઈ વાહનોમાં પ્રવાસ થઈ શકે છે ત્યારે આ પ્રવાસમાં પોતાના પગપર આધાર રાખીને આશરે સવાચારસો માઈલ પગપાળા મુસાફરી કરવી પડે છે.

ઠીક રસ લેતા થયા છે, પણ એ તો ત્યાંનાં અગાધ સૌંદર્યમાં ફક્ત ચંચુપાત કરવા સમાન છે. આપણામાં કહેવત છે કે "જાત વગરની જાત્રા નકામી" તેમ જાત અનુભવ વગર આપણી ભારત ભૂમિના આ અલૌકિક પ્રદેશની કેવળ કલ્પના કરવી નકામી છે.

તીર્થસ્થાનોની યાત્રા કે સૌંદર્યધામની મુસાફરી એ માનવજીવનમાં એક આવશ્યક અંગ છે. કુદરતી સૌંદર્ય અવલોકવા અથવા સંસારની ઉપાધિમાંથી રાહત મેળવવા પ્રવાસ કરવો જરૂરી છે. પ્રવાસ મારફતે માણસ જેટલું જુએ છે, પગપાળા અંતર કાપે છે ને જેટલો અનુભવ એકઠો કરે છે તેટલો ઊંચે ચઢે છે. પ્રવાસ મારફત મેળવેલું જ્ઞાન ને શિક્ષણ સંસ્થામાં ચાલતી ઢબે મેળવેલા જ્ઞાનમાં આસમાન જમીનનો તફાવત છે. પ્રવાસથી કુનેહ આવે છે, ધીરજ ને ઉદારતા કેળવાય છે ને અગવડો વેઠવા માણસ ખડતલ બને છે જેટલો દેશ જોયો તેની સાથે આત્મીયતા બંધાય છે અને તે વિષે વધુ જાણવા હંમેશા ઉત્સુકતા રહે છે. આટલું છતાં આજે બદ્રીનાથની યાત્રાનું નામ લેતાં સાધારણ માણસ ભડકી ઊઠે છે. આના બે મુખ્ય કારણો છે. હિમાલય વિષેની અજ્ઞાનતાને લીધે સાધારણ માણસ ત્યાંની કઠિનતાને અનેક ગણી મોટી કલ્પી લે છે ને પ્રવાસમાં થતા ખર્ચનો મોટો આંકડો દેખી છળી ઊઠે છે. સમય વીતતાં પ્રવાસ વિષેની સુગમતાની માહિતી મળતા મધ્યમ વર્ગ ને નીચલો વર્ગ આ મુસાફરી કરવા પ્રેરાય છે ને આજે આ વર્ગ યાત્રામાં પહેલાં કરતાં વધુ જોવામાં આવે છે.

હિમાલયના પ્રવાસ માટે પ્રથમ તો એ પ્રદેશની આબોહવા, રસ્તા, રહેવા તથા ખાવાપીવાની સગવડ તેમજ વાહન વ્યવહાર વિગેરેની માહિતી મેળવવી આવશ્યક છે, છેલ્લા ચાળીસ વર્ષોમાં

જઈ આવેલા થોડા મુસાફરોએ હિમાલયના સૌદર્ય ને પોતાના જાત અનુભવ વિષે પુસ્તકો લખી બહાર પાડ્યા છે પણુ તે પ્રમાણમાં ઘણા ઓછા ને બહુ થોડા પ્રકાશમાં આવ્યા છે. તેમ છતાં હરદ્વાર દિલ્હી તેમજ બીજા મોટાં શહેરોમાં અંગ્રેજી હિન્દી ને ગુજરાતીમાં લખેલા પુસ્તકો ને પ્રવાસ વિષે ગાઈડ કોઈ ગ્રંથાલયમાં અથવા પુસ્તક વેચનારની દુકાનપર મળી શકે છે. પ્રવાસમાં જરૂર પડે તેવી ચીજો હાલમાં દરેક શહેરમાં મળે છે તેમ છતાં તે ત્યાંથી લાવી શકાઈ ન હોય તો હરદ્વારમાં દરેક વસ્તુઓ એ જ કિંમતે ગમે તે સમયે મળી શકે છે.

ઉત્તરાખંડના કઠિન પ્રવાસમાં અશક્ત, વયોવૃદ્ધ ને નાના બાળકો સાથે હોય તો તેમને તથા સાથે જનારને સાધારણુ તકલીફ પડે છે ને બધા માંદા પડતા યાત્રા સરલતાથી થઈ શકતી નથી પણુ મુસાફરીમા પંદરથી પચાસ વર્ષની ઉંમરના હોય તો વધુ મજા આવે છે યાત્રામાં અનેક માણસો પ્રવાસે આવતા હોવાથી કૅાલેરા વિગેરે બીજા રોગો ફેલાવા સંભવ છે, આથી સરકારે કૅાલેરાની રસી મુકાવવા ફરજ પાડી છે ને ઋષિકેશમાં રસી મૂકવાના પ્રમાણ પત્રો રજૂ કરવા પડે છે. આ કારણથી પહાડો પર જનારાઓએ 'ટાઈફોઇડ' ને 'કૅાલેરા' ના ઇંજેક્ષન લઈ તેના પ્રમાણપત્રો સાથે રાખવા સલાહકારક છે.

દર વર્ષે મે મહિનાથી ઓકટોબર સુધી છ મહિના બદરી-કેદારનો પ્રવાસ થઈ શકે છે. નવેમ્બરથી એપ્રિલ સુધી આ પ્રદેશમાં પુષ્કળ બરફ છવાયેલો હોવાથી કોઈ પ્રવાસી ત્યાં જઈ શકતો નથી. બદરીનાથનુ મંદીર દર વર્ષે હિંદુ તિથિ અખાત્રીજ (વૈશાખ સુદ ૩) ને દિવસે ખુલે છે તેમજ કેદારનાથનું મંદિર પણુ એ તિથિએ

ખુલતું હોવાથી મંદિરમાં છ માસ સુધી અખંડ બળતા દીવાના દર્શને યાત્રિઓનો મોટો ધસારો થાય છે અને લગભગ હજારો યાત્રાળુઓ આ પ્રમાણે ત્યાં ભેગા થવાથી ગંદકી ઘણું જ થઈ જાય છે. જેઓ ગંગોત્રી—જમનોત્રી જવા ઇચ્છતા ન હોય તેમને મે જૂનમાં પ્રવાસ કરવો ઠીક પડે છે, પણ ચાર ધામની યાત્રા કરનારે એપ્રિલના છેલ્લા અઠવાડિયામાં શરૂઆત કરવી જોઇએ. કેટલાક નો એવો મત છે કે વર્ષાઋતુ પછી સપ્ટેમ્બર માસમાં આ પ્રવાસ કરવો જોઇએ કારણ કે પહાડો વરસાદથી ધોવાઇને સ્વચ્છ થઈ ગયા હોય છે, ડુંગરો પર ખૂબ ફૂલો ને જડીબુટ્ટી ખીલી નીકળ્યાં હોય છે ને આખો પ્રદેશ તેનાથી મઘમઘી ઊઠયો હોય છે. આ ઉપરાંત શાકભાજી પણ સારા પ્રમાણમાં મળે છે, પણ વરસાદને લીધે અનેક ઠેકાણે રસ્તા ને નદી પરના પુલ તૂટી ગયા હોય છે ને ધર્મશાળાઓમાં જંતુઓ પેદા થવાથી યાત્રિઓને સુવાની ઘણી તકલીફ પડે છે.

હરદ્વારથી જમનોત્રી ગંગોત્રી જનારને બસમાં ઋષિકેશ થઈ ૭૭ માઇલ ધરાસુ જવું પડે છે ને ત્યાંથી પગપાળા અથવા ડોળીમાં ૪૮ માઇલ કાપી જમનોત્રી પહોંચાય છે. જમનોત્રીથી પહાડોને ડુંગરાઓ વટાવતાં સેંકડો માઇલ કાપી ગંગોત્રી, કેદારનાથ ને બદરીનાથ જવાય છે ફક્ત બે ધામની યાત્રા જનારને બસમાં ઋષિકેશ થઈ ૧૨૪ માઇલ ચમોલી આગળ ઊતરવું પડે છે. વચમાં રૂદ્રપ્રયાગથી ૪૮ માઇલ કેદારનાથ છે ને ચમોલીથી ૪૭ માઇલ દૂર બદરીનાથ આવે છે.

હિમાલયનો પ્રદેશ પહાડી હોવાથી પર્વતોની કટિમેખલા જેવા રસ્તાઓ પર ચઢ–ઊતર કરવું પડે છે ને નદીના પુલ વટાવી જંગલોમાંથી પસાર થવું પડે છે. આ રસ્તાઓમાં કંડી ને ડોળી

(ડંડી) નામના વાહનો ઉપયોગમાં આવે છે ને સામાન ઉંચકવા માટે પહાડી મજૂરો મળી શકે છે. બાદશાહી ઠાઠ ને પૂરી સગવડ કે માંદગીમાં રાહત મેળવવા ડાળીનો ઉપયોગ થાય છે પણ હાલમાં તેની વધુ કિંમત પડતી હોવાથી ઉપલા વર્ગને અથવા સામાન્ય માણસને બે ત્રણ જણાના ભાગમાં લેવી વધુ સુગમ પડે છે. ડાળીવાળાઓ ગઢવાલના પહાડી પ્રદેશના ગરીબ ખેડૂતો હોય છે તે સ્વભાવે મહેનતુ ને પ્રમાણિક હોય છે પણ આપણે તેમના તરફ માનવતાની દૃષ્ટિએ જેટલી લાગણી બતાવીએ તે પ્રમાણમાં તેઓ આપણી સાથે આત્મીયતા કેળવવા તૈયાર થતા નથી. આખા પ્રવાસમાં તેઓ ચહાપાણી ને બક્ષિસની માગણી કર્યા કરે છે, સહેજ પણ વધુ પડતો બોજ ઊંચકવા સાફ ના સુણાવે છે ને તક મળે તો યાત્રિકને બહાનું બતાવી થોડું ચલાવી પોતાનો બોજ ન ઊંચકવામાં ચાલાક હોય છે. રસ્તા ખરાબ હોવાને કારણે મુસાફરીમાં સામાન ઉપાડવા માટે મજૂરો વજન પ્રમાણે મજૂરી લે છે, આથી ખપ પૂરતો ને વજનમાં હલકો સામાન હોય તો પ્રવાસમાં ઓછો ખર્ચ થાય છે. નેપાળી મજૂરો દેખાવમાં ઘણા ગરીબ ને દયા ઊપજે તેવા હોય છે તેમ છતાં અંદરથી વધુ ઊંડા ને લુચ્ચા જણાય છે. પ્રવાસમાં કષ્ટ વેઠીને તેઓ બધો સામાન દરેક મુકામ પર પહોંચાડે છે, પણ કોઈ વાર પોતાને સોંપાયેલી વસ્તુઓમાં પીપરમીંટ, બિસ્કીટ કે ખાવાલાયક નાસ્તાની ગંધ આવતાં તે કાઢી આરોગી પોતાનું વજન હલકું કરે છે. ડાળીવાળા ને મજૂરોને આ તરફની સાધારણ બાતમી હોય છે તેમ છતાં ભોમિયા તરીકે તો બહુ થોડા કામ લાગે તેવા હોય છે.

હિમાલયના પહાડી રસ્તાઓમાં સાધારણ તંદુરસ્તીનો માણસ પર્વતોની સ્વચ્છ ને શીતળ હવામાં ઠંડા પહોરે રોજના દશ

માઈલ સહેલાઇથી કાઢી શકે છે. અહીંના માર્ગોથી શરીરને અનાયાસે વ્યાયામ મળે છે ને શાન્ત સુંદર વાતાવરણથી થાકેલા અંગને આરામ મળે છે અહીં દોડીને યા જલદી અથવા વધુ પડતા ચાલવાથી પ્રવાસમાં તરત થાકી જવાય છે ને આ શ્રમથી માંદા પડવા સંભવ રહે છે, પણ પ્રાકૃતિક દૃશ્યો જોતાં આનંદ અનુભવતા એકધારી ગતિએ ચાલવાથી મુસાફરીમા સારી પ્રગતિ સાધી શકાય છે. આવા પ્રવાસમાં ચાલવા માટે સાથે એક સારી મજબૂત લાકડી રાખી હોય તો મદદરૂપ થઈ પડે છે. પહાડી પ્રદેશમાં લગભગ દશ વાગ્યા સુધી સારી ઠંડક હોય છે, ત્યારપછી તાપ વધવા માડે છે ને અગિયાર વાગ્યા પછી ઘણે ઠેકાણે અસહ્ય થઈ પડે છે, આ કારણથી સૂર્યોદય પહેલાં સવારની ઠંડી હવામા આઠથી દશ માઈલની મજલ કાપવી વધુ સુગમ થઈ પડે છે. કેટલાક યાત્રિઓ સવારના છ થી આઠ માઈલ ચાલી બપોર પછી ઠંડા પહોરે ત્રણથી પાંચ માઈલની મુસાફરી કરે છે, પણ પહાડોમા ઘણી વખત સાંજે વરસાદ ચઢી આવતો હોવાથી બપોર પછીના સમયે ધર્મશાળા યા ચટ્ટીમાં ભરાઈ રહેવું પડે છે. ચાલુ વરસાદમા મુસાફરી કરવી એ તબિયત અને રસ્તાની દૃષ્ટિએ જોખમકારક છે.

દરેક દશથી બાર માઈલના અંતરે બાબા શ્રી. કાલી કમળીવાલાની ધર્મશાળાઓ છે. અંતામા નાની મોટી ચટ્ટીઓ આવે છે ને જ્યા ધર્મશાળાઓ નથી ત્યા ચટ્ટીઓમા ઊતરવા માટે સારી સગવડ છે. ચટ્ટીમાં ઉતરવાનુ ભાડું આપવાનુ હોતું નથી. માત્ર ચટ્ટીમાથી ખરીદેલા અનાજ, ઘી દૂધ કે બીજી વસ્તુઓના પૈસા આપવાના હોય છે ધર્મશાળાઓમા રાત્રે બત્તીની કોઈ સવગડ હોતી નથી તેથી સાથે ફાનસ રાખવુ પડે છે ને કેટલેક ઠેકાણે કેરોસીનની

મુશ્કેલી હોવાથી મીણબત્તીનુ બંડલ સાથે રાખ્યું હોય તો સારું કામ લાગે છે. ચટ્ટીઓની દુકાનમાં ઘઉંનો લોટ, ચોખા, મગ, અડદ અને મસુરની દાલ, ઘી, સરસવનું તેલ, મીઠું, મરચાં, હળદર, હિંગ; તેમજ ખાંડ ગોળ ને આમલી મળે છે. આ ઉપરાંત કોપરૂં, કોઇ ઠેકાણે સૂકો મેવો, ચણા ને મગફળી દેખાય છે. શાકભાજીમાં જમનોત્રીને ને રસ્તે બટાટા મળે છે પણ બદરીનાથ તરફ બીજાં શાક કોઈવાર લેવા મળે છે. જરૂર પૂરતી ચીજોમાં કેનવાસના જોડા, મોજાં, ધોતી જોડા, લૂગડા, કાપડ, હાથબત્તી, રમકડાં, તાળાં, નહાવા તેમજ ધોવાના સાબુઓ ને પિત્તળને એલ્યુમીનમના વાસણો મળે છે. માથામાં નાંખવાનુ તેલ જમનોત્રી ગંગોત્રીના પ્રદેશમાં મળતું નથી, પણ બદ્રીકેદારમાં સારા પ્રમાણમાં લેવામાં આવે છે. ખોરાકમાં ઘઉંના લોટમાં કાંકરી આવતી હોવાથી દુકાનેથી ઘઉં લઈ સાફ કરાવી ઘંટીમાં દળાવી લેવાથી ચોકખો લોટ મળી શકે છે.

રસોઇના મસાલા મળતા ન હોવાથી બની શકે તો મરી, ધાણા, જીરૂ હળદર, કોકમ, મસાલો સાથે રાખવા ને શાકભાજી બધે ઠેકાણે મળતા ન હોવાથી અથાણું ને મુરબ્બો કોઈ ઠેકાણે બહુ સારા લાગે છે, રસોઇ માટે વાસણો ધર્મશાળાઓ ને ચટ્ટીઓમાં મળે છે, પણ તે મોટાં, અસ્વચ્છ ને રસોઈ માટે અનુકૂળ ન હોવાથી વજનમાં હલકા એલ્યુમિનિયમના વાટકા થાળી, લોટા પવાલા ને રસોઈ માટે ખપ પૂરતાં વાસણો જેવા કે નાની તપેલી, તાવી, કડછી, ચમચા, સાણસી, તવેથા, બાલદી વિગેરે સાથે રાખવા. અનુકૂળ હોય તો એક પ્રાયમસ સ્ટવ, તેનો કાકડો પીન ને દિવાસળી સાથે લેવાં, જમનોત્રી ને ગંગોત્રી તરફ કેરોસીન માટે મુશ્કેલી નડે છે પણ બદ્રીકેદાર તરફ તે છુટથી મળી શકે છે. સર્વત્ર ગાય કે ભેંસનુ

દૂધ મળી શકે છે, પણ સૂકી ચહા કે કાફી નાના ગામની દુકાનો સિવાય મળતી નથી.

પ્રવાસમાં ઠંડા પાણીના ઝરણા ને બરફ જેવા શીતળ નદીના જળ હોવાથી અનુકૂળ હોય તો જ ઠંડા પાણીથી સ્નાન કરવું, નહી તો પાણી ગરમ કરીને નહાવું. ગરમ પાણીમાં મીઠું નાંખીને પગ શેકવાથી થાક ઉતરી જાય છે ને પગમાં દર્દ થતું હોય તો મટી જાય છે. પ્રવાસ શરૂ કર્યા પહેલાં સ્નાન કરી લેવું અથવા પ્રવાસ પૂરો કર્યા પછી અડધો કલાક આરામ કરી નહાવું પણ ચાલતાં પરસેવાવાળા શરીરે સ્નાન કરવું નહીં. ઊંડા કે અજાણ્યા વેગવાળા જળમાં ઊતરવું નહીં પણ કિનારે બેસી શાંતિથી સ્નાન કરવું.

રસ્તામાં ખાવાની વીશીઓ હોતી નથી પણ દુકાનોમાં પૂરી ને બટાટાનું શાક, ગરમ ચહા, દૂધ, મગફળી ચણા ને બદરીકેદાર તરફ પેંડા ને ગરમાગરમ જલેબી મળે છે, પણ પૂરી ને શાક વાસી હોવાથી ખાવાથી તબિયત બગાડે છે ને માખી બેઠેલી હોય તેથી મિઠાઇ ખાવી નુકસાનકારક છે. સવારના મુસાફરીમાં નાસ્તો અથવા સૂકો મેવો સાથે રાખવાથી માર્ગમાં ખાઈ શકાય છે ને પાણી પીવું અનુકૂળ પડે છે અહીંની આબોહવામાં મિષ્ટાન્ન ને પચવામાં ભારે ખોરાક ખાવાથી અજીર્ણ ને ઝાડા થવાનો સંભવ હોવાથી હાથે રાંધેલું ગરમ ભોજન દિવસમાં એકવાર ખાવાથી સગવડ ભર્યું ને તબિયત માટે ફાયદાકારક છે. બધે માખીઓનો ઘણો ઉપદ્રવ હોવાથી ભોજન વખતે ઘણો ત્રાસ પડે છે ને એક હાથ માખી ઉડાવવામાં રોકાઇ રહે છે. મચ્છરદાનીમાં બેસીને જમી શકાય તો રાહત મળી શકે છે. અહીંના અનુભવીઓએ પહાડના ફળો ખાવા મના કરી છે.

મુસાફરીમાં રસ્તે ચાલતાં શ્રમ ને તાપને લીધે પાણીની તરસ લાગે છે ને રસ્તામાં ઘણે ઠેકાણે પાણી મળતું ન હોવાથી સાથે વૉટર બેગમાં પાણી રાખવું પડે છે. ભૂખે પેટે પાણી પીવું નુકસાનકારક હોવાથી સૂકોમેવો અથવા નાસ્તો કર્યા પછી પાણી પીવું જોઈએ, નહીં તો પીપરમીંટ, જરદાલુ કે આમળાં મોઢામાં રાખવાથી રાહત મળે છે. પહાડમાં અનેક ઝરણાંઓ આવે છે પણ તે પાણી ગાળ્યા ને ઠાર્યા વગર પીવું નહીં, ને બને તો પોટાશ પરમેંગેનેટની ભૂકી સહેજ પાણીમાં નાંખીને પીવું. બદ્રીકેદાર તરફ ઝરણામાંથી પાણી લઈ પબ્લીક વર્કસ ખાતા તરફથી રસ્તે ખુલ્લા નળ બનાવ્યા છે પણ જમનોત્રી તરફના રસ્તે ઝરણાનાં પાણીથી ચલાવી લેવું પડે છે. ગંગા, યમુનાને અલકનંદાના પાણીમાં બારીક રેતી આવતી હોવાથી તે પાણી પીવાથી પેટના રોગ થાય છે તે ખાસ કરીને હિલ ડીસેન્ટ્રીનો રોગ લાગુ પડીને હેરાન કરી મૂકે છે.

અહીંની ઠંડી હવામા રોજ બદલાતાં હવામાનથી શરદીને માથાનો દુખાવો થઈ આવે છે ને કોઈવાર પેટમાં વાયુ કે તાવ પણ આવી જાય છે. પહાડના પાણીથી બંધકોશ, ઝાડા અથવા મરડો થાય છે ને કેટલીક વાર આંખો આવે છે જંગલમાં થતા બારીક જંતુઓ કરડવાથી શરીરે ખજવાળ થઈ આવે છે ને કેટલેક ઠેકાણે શરીરના ઉઘાડા ભાગ પર માખીઓ કરડવાથી ફોલ્લા થઈ તેમા પાણી ભરાય છે ને પાકી ઊઠે છે આ બધી આફતો ધ્યાનમાં લઈ મુસાફરોએ તે મુજબની દવાઓ સાથે રાખવા વિનંતિ છે

મોટે ભાગે ઘણાખરા યાત્રિઓ પોતાની સાથે ક્વીનાઈન, શરદીની દવા, એસ્પ્રો, પેન બામ, સ્વાદિષ્ટ ચૂર્ણ, જુલાબની ગોળી,

પેન કિલર, કોલન વોટર, બ્રાન્ડી, અમૃતધારા, ક્લોરી–ડાઈન અથવા હોમીઓપેથીક કે આયુર્વેદીક ઝાડા રોકવાની દવા, મરક્યુરો ક્રોમ, આયોડેક્ષ, વેસેલીન, ઝટપટરૂઝ મલમ, આરણ્ડી-તેલ, બોરીક પાવડર, છ વાર પાટા, રૂનું બંડલ, યુકેલીપ્ટસ ઓઈલ ને પોટાશ પરમેગેનેટ રાખે છે. આ ઉપરાંત યાત્રિને કોઈ ખાસ રોગ હોય તો તેની દવા હંમેશા સાથે રાખવા સલાહ ભર્યું છે.

પ્રવાસમાં થોડું વજન રાખવાનું હોવાથી તેમ જ ધોબીને કપડાં ધોવાની ખાસ સગવડ ન હોવાથી ખપ પૂરતાં કપડાં સાથે રાખવા સુગમ પડે છે. ખાસ કરીને ત્રણ જોડ સુતરાઉ કપડાં, બે ધોતી જોટા, ગંજીફ્રાક, બંડી, ૧ જોડ ટુવાલ, નેપકીન અને સગવડ ખાતર બુશકોટ કે ઝભ્ભો રાખવો સારો છે. દરેક ધામ ઠીક ઊંચાઈ પર હોવાથી જુન જુલાઈમાં પણ ત્યાં સખત ઠંડી પડે છે ને રસ્તે ચાલતાં પણ ઠંડીથી કમકમા આવી જાય છે આથી તે માટે ૧ જોડ ગરમ કપડાં, હેટ યા ફેલ્ટ ટોપી, કાનટોપી, મફલર કે શાલ, સ્વેટર, હાથ પગના ગરમ મોજાં તેમ જ સ્ત્રીઓને ખપ લાગે તેવા ગરમ ને સુતરાઉ કપડાં સાથે રાખવા જોઈએ. ઘણે ઠેકાણે ખડકને પત્થરોવાળા રસ્તામાં ચડ ઊતર કરવા રબરના તળિયાવાળા કેનવાસના બૂટ બે જોડ તથા એક જોડ ચામડાના જોડા સાથે રાખવા જરૂરી છે. અવારનવાર અચાનક વરસાદ પડતો હોવાથી સાથે છત્રી યા રેનકોટ રાખવો જોઈએ. રાત્રે સુવા માટે પાથરવા શેતરંજી, એક જોડ ચાદર, ઓઢવા માટે એક સારી રજાઈ યા બે કામળા ને બિસ્તરો બાંધવા માટે હોલ્ડોલ ને બધા સામાન તથા બિસ્તરો વરસાદમાં સલામત રહે તે ખાતર પાંચ વાર મીણિયું અથવા લેધર ક્લોથ સાથે રાખવું જોઈએ. પ્રવાસમાં ખાસ સમય

મળતો નથી તેમ છતાં કોઈ સ્થળે ધોળી જોવામાં આવતો નથી, પણ હજામ ને મોચી ગુપ્તકાશી, ગંગોત્રી, જમનોત્રી, કેદારનાથ, દેવપ્રયાગ, બદ્રીનાથ, જોશીમઠ, ઉખીમઠ વિગેરે સ્થળોએ મળી શકે છે.

પ્રવાસમાં ઘણી ખરી વસ્તુઓ મળે છે પણ તે ઉત્તર કાશી, દેવપ્રયાગ કે ગુપ્તકાશી જેવાં સ્થળોપર મળતી હોવાથી તેમજ કેટલીક વસ્તુઓ આ તરફ બિલકુલ મળતી ન હોવાથી સાથે રાખવા ભલામણ છે. દૂધની કેટલેક ઠેકાણે અછત હોવાથી દૂધના પાવડરના ડબ્બા, સૂકી ચહા, કોફી, એક જોડ એકેલાઈટના કપ રકાબી, પાણી પીવાનુ પવાલુ, કાતર, ચાકુ, ચમચા, સૂકો મેવો, બિસ્કીટ ને પીપરમીંટ, વોટરબેગ ગોગલ્સ, સામાન બાંધવા અથવા ડોલીમાં બાધવા ખપ લાગે તેવી સાધારણ જાડી સુતરની દોરડી, મુખવાસ માટે સોપારી, ઈલાયચી, લવંગ વિગેરે તેમજ ભોજનમાં વપરાતા મસાલા, પાપડ, અથાણા ને મુરબ્બા થોડા પ્રમાણમાં સાથે રાખવા જરૂરી છે

હિમાલયના કઠિન પ્રવાસમાં ઉત્તરાખંડના પંડ્યાઓ સારી મદદ આપે છે. સાધારણ રીતે યાત્રા ધામોમાં પંડ્યાઓનુ નામ દક્ષિણાનો લોભ ને અસંતોષથી કલુષિત થયેલું હોય છે પણ આ તરફના પંડ્યા કામમાં મહેનતુ ને દક્ષિણા લેવામાં ઘણા સંતોષી જણાય છે. પ્રવાસમાં લેનદોરીમાં તેઓ આગળ જઈ ધર્મશાળામાં ઊતરવાની સારી સગવડ કરે છે તેમ જ ચટ્ટીની દુકાનો કે ગામમાથી જોઈતી વસ્તુઓ સમયસર મેળવી આપે છે. મંદિરોમા દર્શન ને તીર્થસ્થળે શ્રાદ્ધક્રિયામાં અનુકૂળતા કરી આપી મુસાફરીમાં ગાઈડ તરીકે સારો ભાગ ભજવે છે

આ તરફના બ્રાહ્મણો ને પૂજારીઓનો રૂવાબ કંઈ ઓર છે પહાડના બ્રાહ્મણો નિત્ય સ્નાન કરતા નથી ને બધા કપડા પહેરી પૂજા કરે છે. યાત્રાના ધામમા ચોતરફ શાંતિ, સુવાસ ને વાતાવરણ પ્રભુમય હોય ત્યા બ્રાહ્મણો ઉતાવળ ને કોલાહલમાં પૂજાવિધિ પતાવી દે છે ને કેટલાક તો આવડયું ન આવડયુ બોલી પૂજનમા ચિત્ત ન રાખતા ભેટ ધરવાની ને દક્ષિણા આપવાની વારવાર માગણી કર્યા કરે છે શ્રદ્ધાળુ ભક્તો પોતાની યથાશક્તિ ઉત્તમ ચદન, કેસર, ચોખા, દૂધ, સાકર, પુષ્પ, મેવો વિગેરે ભાવથી અહીં લાવી શાંતીથી પૂજા કરવાની ભાવના રાખે છે, પણ પૂજારીઓની ગરબડ ને લીધે બધી સામગ્રી એકાકાર થઈ મન કચવાઈ જાય છે ને વિચારવંત માણસોને આવા સ્થળોમા કંટાળો આવે છે ગગોત્રી જમનોત્રીને રસ્તે યાત્રિઓનુ પ્રમાણ ઓછુ હોવાથી ત્યા શાતિ પ્રમાણિકતા ને સરલતા છે પણ બદરીકેદારમા યાત્રિઓ ઘણી સખ્યામા આવતા હોવાથી અપ્રમાણિકતા, લુચ્ચાઈ ને ગડબડ વિશેષ નજરે પડે છે

ગઢવાલ જીલ્લાની પ્રજા ઘણી ગરીબ છે લોકો ખેતી, દુકાનદારી ને ભિક્ષાવૃત્તિ પર પોતાનુ જીવન નિભાવે છે. એમા કેટલાક ઘણા વિદ્વાન પણ મળી આવે છે રસ્તે ચાલતા નાના બાળકો ને સ્ત્રીઓ સોય દોરા ને ચાબ્લા આપવાની માગણી કર્યા કરે છે ત્યાની ઠંડી આબોહવાને લીધે એમને ગરમ કપડા પહેરવા પડે છે, પણ તે ખરીદવાની શક્તિ ન હોવાથી ફાટેલા ને થીંગડા મારેલા વસ્ત્રો વર્ષોસુધી નિભાવે રાખે છે આ લોકો સ્વભાવમા ઘણા માયાળુ ને ભાવાર્થી હોય છે ખેતરોમા ને જંગલમા સખત મજૂરી કરે છે પણ દાત ને આખ વિષે ફરિયાદ કરતા હોય છે ને

પાસે દવા હોય તો આપવાનુ જણાવે છે આવા ગરીબ માણસોને થોડાક સોય દોરા, ચાગ્લા કે થોડા સુતરાઉ કે ગરમ કપડા ભાવથી આપો તો ઘણા રાજી થાય છે

હિમાલયનો પ્રવાસ કઠિન ને ખર્ચાળ ગણાય છે કઠિન અર્થમા ત્યા જંગલી જનાવરો કે ઝેરી જંતુઓ, બરફવાળા ને ભયાનક રસ્તા કે સાધારણ માણસ ન જઈ શકે તેવી જગા નથી પણ તે સાથે યાત્રા એ ફૂલશય્યા પણ નથી. જેને કુદરતી સૌંદર્ય ને બદરીકેદારના દર્શન કરવાની નિષ્ઠા હોય ને તે માટે કષ્ટ વેઠવા તૈયાર હોય તેને માટે હિમાલયની મુસાફરી તદ્દન સરળ છે બાકી ઉત્તરાખડના પહાડોમા શહેરોની સગવડતાની આશા રાખવી વ્યર્થ છે ઘણાની એવી માન્યતા હોય છે કે પૈસાદાર માણસો જ હિમાલયની યાત્રા કરી શકે પણ જેટલા ત્યા જઈ આવ્યા છે તેમને પૂછવાથી ખાત્રી થશે કે દર વર્ષે લાખો ગરીબ લોકો કષ્ટ વેઠી બદરીકેદારના આશીર્વાદ મેળવે છે ખર્ચમા મુખ્યત્વે હરદ્વાર સુધીનૂ રેલ્વે ભાડુ, હરદ્વારથી ધરાસુ ને ચમોલીથી હરદ્વાર સુધીનૂ મોટર બસનુ ભાડુ, સામાન ઉંચકનારની મજુરી, જરૂર હોય તો ડોલી કે કડીની મજુરી ને ખાવાનો ખર્ચ. બાકી મદિરમા ભેટ, ગોરને દક્ષિણા ને ધર્માદા સૌ કોઈ પોતાની યથાશક્તિ કરી શકે છે એમા કોઈપણ પ્રકારનુ દબાણ નથી મુબઈથી હરદ્વાર સુધીના જવા આવવાના થર્ડ કલાસના આશરે રૂા ૭૫) થાય છે હરદ્વારથી ધરાસુના રૂા ૧૫) ને ચમોલીથી હરદ્વારના રૂા ૨૨) બસ ભાડું થાય છે રૂા ૧૦૦) સામાનની મજૂરીને રૂા ૧૦૦) આધા ખર્ચના ગણીએ તો રૂા ૩૦૦) મા એક માણસ નિરાતે હિમાલયની યાત્રા કરી શકે. આખી ડોલી કરનારને વિશેષ ખર્ચ રૂા ૯૦૦) થાય છે ને બે ભાગમા ડોલી કરનારને દરેક જણને ભાગે રૂા ૪૫૦) આવે છે

ઉપર આપેલી વિગતો જોતાં જણાશે કે હિમાલયની કહેવાતી કઠિન ને ખર્ચાળ યાત્રામાં પાંચ સાત માણસો સરખે સરખા હોય, કાલીકમલીવાલાની ધર્મશાળા અથવા ચટ્ટીમાં રોજ ઉતારો કરી પોતાનું ભોજન હાથે પકાવી લેતા હોય ને રોજ દશ માઈલની પગપાળા મુસાફરી કરતા હોય તો આશરે સાડા ત્રણસો રૂપિયામાં દરેક જણ બહુ જ સરળતાથી આ પ્રવાસ કરી શકે છે.

હિમાલયનાં પ્રવાસમાં મળતી સગવડ ને પડતી અગવડ આ પ્રકરણમાં ને પ્રવાસના વર્ણનમાં જણાવી છે, ને ખર્ચનો અંદાજ પણ રજુ કર્યો છે. આ ઉપરાંત ડોલી ને કંડી વિષે વિગતો, શ્રી. કાળી કમળીવાલાનું પંચાયત ક્ષેત્ર, મંદિરોની વ્યવસ્થા ને આબોહવાને ઊંચાઈ વિષે પ્રવાસના વર્ણનમાં ઘણી માહિતી આપી છે. જિજ્ઞાસુઓને જાણવાનું મળે ને પ્રવાસીઓને ઉપયોગી થઈ પડે એ હેતુથી આ પ્રકરણ ને સૂચનાઓ લખવામાં આવી છે ને કોઈને પણ કોઈપણ પ્રકારે તે ઉપયોગી નિવડે એ આશા છે.



# પ્રવાસ વર્ણન



હિમાલય વિષે પ્રાચીન કવિઓ વિવિધ વર્ણનો લખી ગયા છે. ત્યાં જઈ આવેલા કંઈક પ્રવાસીઓએ ત્યાંના કુદરતી સૌંદર્ય અને પોતાના અનુભવો વિષે પુસ્તકો લખી બહાર પાડ્યાં છે. દરેક વર્ષે ભારત તેમ જ દેશ પરદેશથી અનેક માણસો હિમાલય વિષે જાણવા અને જોવા દૂરદૂરથી આવે છે. એવા રમણીય પ્રદેશનો પ્રવાસ કરવાની ઈચ્છા અનેક વર્ષોથી અંતરમાં ઊંડે ઊંડે રમતી હતી. થોડાક મહિના પૂર્વે જ્યારે મારાં કેટલાક સ્વજનોએ એ પ્રવાસ કરવાની ઈચ્છા પ્રદર્શિત કરી ત્યારે મને મ્હારા હૃદયમાં રહેલી ભાવના મૂર્તિમંત થતી લાગી. ત્યાર પછી તેના આવેગ અને ઉત્સાહમાં કેટલાક પુસ્તકો વાંચ્યા અને અનુભવી યાત્રાળુઓ પાસેથી માહિતી મેળવી પ્રવાસ માટે તૈયારીઓ શરૂ કરી અને ટૂંક સમયમાં થોડા પરિશ્રમે જરૂર પૂરતી બધી વસ્તુઓ મેળવી લીધી. દિવસો વિતતાં પ્રવાસ વિષે ઘણી ચર્ચાઓ થવા લાગી અને છેવટે વાતાવરણ પણ એવું સુરમ્ય થઈ ગયું કે પ્રવાસની કલ્પનાના રંગે બધા રંગાઈ ગયા.

ગુરુવાર તા. ૧-૫-૫૨

આખરે પ્રવાસ પર જવાનો દિવસ આવી પહોંચ્યો. અમે બધા સામાન તૈયાર કરી સગા સબંધીઓની વિદાય લઈ રાત્રે મેરઠ એક્ષપ્રેસમાં દિલ્હી જવા માટે બોમ્બે સેન્ટ્રલના સ્ટેશન પર આવી પહોંચ્યા. અહીં પ્લેટફોર્મ પર સગાં સબંધીઓનો જાણે મેળો જામ્યો

હતો. બધા લાબા અને કઠિન પ્રવાસ પર જવાના હોવાથી સ્વજનો ભાવ ભરી વિદાય આપવા ભેગા મળ્યા હતા. નાનકડા ટોળાંઓમાંથી તબિયત સંભાળવાની, દર્શન કરતી વખતે યાદ કરવાની તેમજ ત્યાં મળતી સુંદર વસ્તુઓ લેતા આવવાની વાતો સંભળાતી હતી, અને સાથે મસ્તી અને આનંદના ફુવારાઓ પણ ઊડતા હતા. ઘડિયાળમાં ૯–૩૦ થયા, અને બધાની શુભેચ્છા સાથે અમે મુંબઈથી વિદાય લીધી. અમારો યાત્રાપરિવાર એક સેકન્ડ કલાસ અને એક ઇંટર કલાસના ડબ્બામાં વહેંચાયલો હતો, અને નોકરવર્ગ થર્ડ કલાસના ડબ્બામાં બેઠેલો હતો. ગાડી ઉપડતાં ડબ્બામાં ગમે તેમ ફેંકાયેલો સામાન વ્યવસ્થિત ગોઠવી બધાને બેસવાની તેમજ થોડી સુવાની જગા કરી સમય ઝડપથી પસાર થતો હતો અને ગાડી એક પછી એક સ્ટેશનો વટાવતી આગળ ધપી રહી હતી. પણ નવીન વાતાવરણમાં કોઇને નિદ્રા આવતી હોય તેમ લાગતું ન હતું. ભેગા મળી ગપ્પાં મારવામાં પાલઘર ગયુ, વલસાડ વટાવ્યુ, મધરાત થઈ ને સુરત આવવા સમય થયો. હવે આંખમાં ઊંઘનું ઘેન ચડવા માંડયુ હતું પણ અમારા આગમનની ખબર આપી હોવાથી સુરત સ્ટેશને અમને મળવા સગા સબંધીઓ આવનાર હતા; તેથી જાગતા રહેવા પ્રયત્ન કરવા લાગ્યા. સુરત આવ્યું, સ્ટેશનપર આવનાર મળ્યા, કઇક ભેટ અને પ્રસાદી મળી અને થોડી વારમા એમને છોડી આગળ વધ્યા ભરૂચ પર અર્ધનિદ્રીત અવસ્થામાં કુટુબીજનોએ આણેલી ચહાથી સ્વસ્થ થવા પ્રયત્ન કર્યો, પણ ગાડી ઉપડતાં આખા દિવસના થાકેલા ગમે તેવી જગામા નિદ્રાધીન થયાં

# પ્રવાસ વર્ણન



હિમાલય વિષે પ્રાચીન કવિઓ વિવિધ વર્ણનો લખી ગયા છે ત્યા જઈ આવેલા કઈક પ્રવાસીઓએ ત્યાના કુદરતી સૌંદર્ય અને પોતાના અનુભવો વિષે પુસ્તકો લખી બહાર પાડ્યા છે દરેક વર્ષે ભારત તેમ જ દેશ પરદેશથી અનેક માણસો હિમાલય વિષે જાણવા અને જોવા દૂરદૂરથી આવે છે એવા રમણીય પ્રદેશનો પ્રવાસ કરવાની ઈચ્છા અનેક વર્ષોથી અતરમા ઊડે ઊડે રમતી હતી થોડાક મહિના પૂર્વે જ્યારે મારા કેટલાક સ્વજનોએ એ પ્રવાસ કરવાની ઈચ્છા પ્રદર્શિત કરી ત્યારે મને મ્હારા હૃદયમા રહેલી ભાવના મૂર્તિમત થતી લાગી ત્યાર પછી તેના આવેગ અને ઉત્સાહમા કેટલાક પુસ્તકો વાચ્યા અને અનુભવી યાત્રાળુઓ પાસેથી માહિતી મેળવી પ્રવાસ માટે તૈયારીઓ શરૂ કરી અને ટૂક સમયમા થોડા પરિશ્રમે જરૂર પૂરતી બધી વસ્તુઓ મેળવી લીધી દિવસો વિતતા પ્રવાસ વિષે ઘણી ચર્ચાઓ થવા લાગી અને છેવટે વાતાવરણ પણ એવુ સુરમ્ય થઈ ગયુ કે પ્રવાસની કલ્પનાના રગે બધા રગાઈ ગયા

ગુરુવાર તા. ૧-૫-૫૨

આખરે પ્રવાસ પર જવાનો દિવસ આવી પહોચ્યો અમે બધા સામાન તૈયાર કરી સગા સબધીઓની વિદાય લઈ રાત્રે મેરઠ એક્ષપ્રેસમા દિલ્હી જવા માટે બોરબે સેન્ટ્રલના સ્ટેશન પર આવી પહોચ્યા અહીં પ્લેટફોર્મ પર સગા સબધીઓનો જાણે મેળો જામ્યો

## શનિવાર તા. ૩-૫-૫૨.

દોઢ દિવસની મુસાફરી કરી સાત વાગે સવારે અમે દિલ્હી આવી પહોંચ્યા. અમારા આગમનની ખબર અમારા સંબંધી શ્રીયુત કનુભાઈ મુનશીને પહેલેથી કરી હોવાથી એમનાં માણસ અમને સ્ટેશનપર લેવા આવ્યા હતા. આ ઉપરાંત મુંબઈથી રેલ્વે સત્તાવાળાઓ મારફત દિલ્હી સ્ટેશનપર ઊતરવા તથા રહેવાની સગવડ કરવા લખી જણાવ્યુ હતું પણ એમની બેદરકારીને લીધે કોઈપણ પ્રકારની વ્યવસ્થા થઈ ન હતી. આથી અમે સ્ટેશનપર વેઈટીંગ રૂમમા સવારનુ નિત્યકર્મ પરવારી શ્રીયુત મુનશીને બંગલે જઈ પહોચ્યા. આશરે એકાદ કલાક આરામ લઈ જમવાને વાર હોવાથી બધા બેસી શકે તેવી મોટી બસ ભાડે કરી થોડા જોવા લાયક સ્થળો તરફ ઊપડ્યા. પ્રથમ અન્નપૂર્ણાની મુલાકાત લીધી અને ત્યા થોડું આઈસક્રીમ ખાઈ પૂ. બાપુજીની સમાધી રાજઘાટ પર ગયા. રાજઘાટના બગીચામા પ્રવેશતા દૂર જમનાજીનો પટ જણાતો હતો. આસપાસ હરિયાળી જમીન આંખને ઠંડક આપતી હતી. બપોરના બાર વાગ્યા હોવાથી વૈશાખ માસનો તાપ અને દિલ્હીની ગરમી શરીરને બેચેન બનાવી દેતી હતી. આગળ વધતા સમાધીથી થોડે દૂર "કૃપયા યહા જુતા ઉતારીયે" એવુ પાટીયુ નજરે પડયુ. બપોરના તાપથી લાલ પત્થરની જમીન લાલ અંગારા જેવી તપી હતી. તેમા બૂટ-ચંપલ કાઢી ઉઘાડે પગે ચાલી પૂ. બાપુજીની સમાધી પર પૂષ્પ ચઢાવવા એ અમારી અગ્નિપરીક્ષા હતી. જોડા કાઢી થોડે દૂર લીલી ઘાસ પર ચાલ્યા. પણ છેવટે પત્થર પર પગ મૂકવા સિવાય છુટકો નહતો. આખરે પૂ૦ બાપુજી તરફના પ્રેમ અને ભક્તિભાવને લીધે નાના બાળકો સહિત બધા આગળ વધ્યા અને પૂ૦ બાપુને

શુક્રવાર તા. ૨-૫-૧૯૫૨

સહેજ ઊંઘ ઊડતાં પ્રભાતના ઝાંખા અજવાળામાં વડોદરા સ્ટેશને આવી પહોંચ્યા. અહીંથી ચારેક જણા અમારી સાથે આવવાના હોવાથી ગાડી થોભતાં થોડી વારમાં એમના દર્શન થયાં અને નવા આવનારાઓ માટે જગાની વ્યવસ્થા કરી આપી. બીજાં સબંધીઓ સાથે સમાચારની આપલે થઈ, સવારના ચાહપાણી પીવાયાં અને મળવા આવનારાઓથી છૂટા પડી ગાડી આગળ વધી. ધીમે ધીમે સવાર પડવા લાગી અને સોડમાં ભરાઈ બેઠેલી નિદ્રા હળવેથી દૂર થઈ યાત્રામંડળમાં સંખ્યા વધતાં અનેકવિધ વાતો થઈ અને ભવિષ્યના કાર્યક્રમ વિષે વિચાર થવા લાગ્યા. દરમ્યાન ટ્રેનના રીફ્રેશમેન્ટના ડબ્બામાંથી ચહાનાસ્તો આવ્યો અને નવા દિવસની શુભ શરૂઆત થઈ દિવસ ચઢતાં વૈશાખ માસનો તાપ જણાવા લાગ્યો. પંચમહાલની ડુંગરાળ ધરતીપરનો ગરમ પવન વાવા લાગ્યો અને ગરમીથી રાહત મેળવવા પાણીથી રૂમાલ ભીંજવી તેના પર પખાનો પવન ખાવા લાગ્યા. રસ્તામાં મળતાં બોર, જાંબુ અને ગયણનો નાસ્તો થયો અને મધ્યાન્હ થતાં સાથે આણેલું ભાથું કાઢી ભૂખ શાંત કરી. પેટમાં ઠંડક થતાં આંખમાં ઘેન ભરાવા લાગ્યું અને થોડી વારમાં બધા જ્યા ફાવ્યુ ત્યા આરામ લેવા આડા પડયા. બપોરના બે વાગે રતલામ આવ્યુ. અહીં અમારા એક ભાઈ પોતાના કોલ્ડ્રીંક હાઉસમાંથી આઈસક્રીમ બનાવી લાવ્યા હતા તે બધા પેટ ભરી જમ્યા અને એ ઉપરાંત સ્ટેશનપરની લસ્સી પી ઠંડા પડ્યા. નાગદા અને શામગઢ પર નમતો પહોર થયો. એટલે સાંજની ચહા પતાવી રાત પડવાની વાટ જોતાં ટોળ ટપ્પાં કરતાં સમય પસાર કરવા લાગ્યા. કોટા જંકશન પર રાત પડી ગઈ અને રાત્રી પુરતું થોડું વાળુ કરી સુવાની તૈયારીમા પડ્યા.

## શનિવાર તા. ૩-૫-૫૨.

દોઢ દિવસની મુસાફરી કરી સાત વાગે સવારે અમે દિલ્હી આવી પહોંચ્યા. અમારા આગમનની ખબર અમારા સંબંધી શ્રીયુત કનુભાઈ મુનશીને પહેલેથી કરી હોવાથી એમનાં માણસ અમને સ્ટેશનપર લેવા આવ્યા હતા. આ ઉપરાંત મુંબઇથી રેલ્વે સત્તાવાળાઓ મારફત દિલ્હી સ્ટેશનપર ઊતરવા તથા રહેવાની સગવડ કરવા લખી જણાવ્યુ હતું પણ એમની બેદરકારીને લીધે કોઈપણ પ્રકારની વ્યવસ્થા થઈ ન હતી આથી અમે સ્ટેશનપર વેઈટીંગ રૂમમાં સવારનુ નિત્યકર્મ પરવારી શ્રીયુત મુનશીને બંગલે જઈ પહોંચ્યા. આરામ એકાદ કલાક આરામ લઈ જમવાને વાર હોવાથી બધા બેસી શકે તેવી મોટી બસ ભાડે કરી થોડાં જોવા લાયક સ્થળો તરફ ઊપડ્યા. પ્રથમ અન્નપૂર્ણાની મુલાકાત લીધી અને ત્યા થોડું આઈસક્રીમ ખાઈ પૂ. બાપુજીની સમાધી રાજઘાટ પર ગયા રાજઘાટના બગીચામાં પ્રવેશતાં દૂર જમનાજીનો પટ જણાતો હતો. આસપાસ હરિયાળી જમીન આંખને ઠંડક આપતી હતી બપોરના બાર વાગ્યા હોવાથી વૈશાખ માસનો તાપ અને દિલ્હીની ગરમી શરીરને બેચેન બનાવી દેતી હતી. આગળ વધતા સમાધીથી થોડે દૂર "કૃપયા યહા જુતા ઉતારીયે" એવુ પાટીયુ નજરે પડયુ બપોરના તાપથી લાલ પત્થરની જમીન લાલ અંગારા જેવી તપી હતી તેમા બુટ-ચંપલ કાઢી ઉઘાડે પગે ચાલી પૂ. બાપુજીની સમાધી પર પૂષ્પ ચઢાવવા એ અમારી અગ્નિપરીક્ષા હતી. જોડા કાઢી થોડે દૂર લીલી ઘાસ પર ચાલ્યા પણ છેવટે પત્થર પર પગ મૂકવા સિવાય છુટકો નહતો આખરે પૂ૦ બાપુજી તરફના પ્રેમ અને ભક્તિભાવને લીધે નાના બાળકો સહિત બધા આગળ વધ્યા અને પૂ૦ બાપુને

શાંતિથી ભાવ ભરી અંજલી અર્પી. રાજઘાટ પરથી બિરલા મંદિર આવ્યા પણ બપોરનો સમય હોવાથી મંદિરના દર્શન બંધ થઈ ગયા હતા. બાજુની નાની બારીઓમાંથી લક્ષ્મીનારાયણ, મહાદેવજી અને માતાજીની મૂર્તિઓના દર્શન કર્યાં. મદિરની દીવાલો પર ઈશ્વરના અવતારોના ચિત્રો જોયાં અને આજુબાજુ થોડી જોવાલાયક વસ્તુઓ જોઈ બસમાં બેસી સરકારી મકાનો જોવા નીકળ્યા. બસમાં બેઠાં બેઠાં પાર્લામેંટ હાઉસ, સેક્રેટરી એટ, વડા પ્રધાનની કોઠી વિગેરે મુખ્ય મકાનો જોઈ બંગલે પાછા ફર્યા. શ્રીયુત કનુભાઈ અમારી વાટ જોઈને બેઠા હતા એટલે થોડા વાર્તાલાપ બાદ બધા ભોજન માટે ઊઠયા અને શીરો, રોટલી, દાળ ભાત વિગેરે આરોગી ઠંડી હવામાં આરામ લેવા પડ્યા. સાંજે શ્રી. કનુભાઈ સાથે ચહા લઈ એમની વિદાય લીધી અને બસમાં બેસી લાલ કિલ્લા અને ચાંદની ચોક આગળ થઈ સ્ટેશન પર આવ્યા. ગાડી ઊપડવાને ઘણી વાર હતી, ઇંટર કલાસના ડબ્બામાં પૂરતી સગવડ ન હોવાથી બધાની સેકન્ડ કલાસની ટિકિટો મેળવી, પૂરતી વ્યવસ્થા કરી નિરાંતે લસ્સી પીવા બેઠા. સમય થતાં ગાડી ઊપડી અને હરદ્વાર તરફ રવાના થયા

### રવિવાર તા. ૪-૫-૫૨

દહેરાદૂન એક્ષપ્રેસ સહવારે ૪-૩૦ વાગે હરદ્વાર આવી પહોંચી. અમારી સાથેના માણસો અનેમજૂરો સામાન ઉતારવાની ધમાલમાં પડ્યા હરદ્વારની ગુલાબી ઠંડી અને તાજગીભરી હવાને લીધે અત્યાર સુધી અનુભવેલી સખત ગરમીથી રાહત અનુભવી, અને મુસાફરીનો થાક લગભગ ઊતરી ગયો. અમારા ગોરના પુત્ર શ્રીયુત ચંડીપ્રસાદ અમને સ્ટેશન પર લેવા આવ્યા હતા, તેમની

સાથે ગાડીમાં બેસી બધા શ્રવણ ઘાટ પર આવેલા જ્યોતિ ભવનમાં આવી પહોંચ્યા. સ્ટેશન પર ગંગોત્રી, જમનોત્રી વિગેરેના ગોરની મુલાકાત થઈ. ઉપરાંત યાત્રામાં સામાન ઊંચકનારા નેપાળી મજૂરો તરફથી અમારી યાત્રા વિષે પૂછપરછ થઈ પણ બધાને અમારા મુકામ પર આવવા જણાવી અમે મુકામ પર પહોંચી ગયા જ્યોતિ ભવનપર અમારાગોર શ્રીયુત જ્યોતિપ્રસાદે અમારું સ્વાગત કર્યું અને કુશળ સમાચાર પૂછ્યા. અમારે માટે રાખેલી જગામાં અમે મુકામ કર્યો અને પોતાનો સામાન સંભાળી બધા નિત્યકર્મમાં પડ્યા. અમારું મકાન શ્રવણઘાટ પર આવેલુ હોવાથી થોડાં પગથિયાં ઊતરતાં નીચે કલકલ અવાજ કરતો અવિરત ધારે વહેતો ગંગાજીનો પ્રવાહ નજરે પડતો. સામે કિનારે ડુંગરો ને ઝાડપાન દેખાતાં અને ઠંડી હવાથી વાતાવરણ સુંદર લાગતું હતું. સવારના કામથી પરવારી બપોરે ગંગાસ્નાન માટે ઘાટપર ગયા અને બરફ જેવા ઠંડા જલમાં સ્નાન કરી આલ્હાદજનક તાજગી અનુભવી. ભોજન કરી થાક ઉતારી સાંજે "હરકી પેઢી" પર ફરવા નીકળ્યા બજારમાંથી પસાર થતાં અનેક યાત્રિઓને જરૂરી ચીજો ખરીદતા જોયાં. ગંગાજીને કિનારે ફૂલ તેમજ વિવિધ વસ્તુઓ સાથે લોકો દુકાન જમાવીને બેઠા હતા. કેટલેક ઠેકાણે ભજન કિર્તન ચાલતાં હતા. કોઈ ઠેકાણે વ્યાખ્યાન અને પ્રવચન તો કોઈ જગાએ સાધુ-સંતની મંડળી જામી હતી. ગંગાજીના પૂલ પર થઈ "હરકી પેઢી" પર આવી પહોચ્યા. ગંગાજીના પ્રવાહની વચમા આ વિશાળ જગા આવેલી છે, અને તેના પર આવજા કરવા મ્યુનિસિપાલિટી તરફથી બે પુલ બાંધેલા છે. આ જગાની વચમા શ્રી બિરલા તરફથી એક ઘડિયાળનું ટાવર બંધાવેલુ છે. ઘાટ આગળ થઈ વહેતો પશ્ચિમનો

નાનો પ્રવાહ બ્રહ્મકુંડ નામે ઓળખાય છે અહીં આજુબાજુ ગંગાજી, લક્ષ્મીનારાયણ, ભગીરથ તથા અન્ય દેવોના મંદિરો છે હરિના દ્વાર મમા આ સ્થાનમા બ્રહ્મકુંડમા સ્નાન કરવાનુ વિશેષ મહાત્મ્ય છે, જેથી અનેક યાત્રીઓ અહીં સ્નાન અને તર્પણ કરી પાપ અને પિતૃઋણમાથી મુક્ત થાય છે સાજે હર કી પેઢી પર લોકોની ઠીક ઠઠ જામેલી હોય છે ભજન કીર્તન, સત સમાગમ, દવા તેમજ માછલા માટે તલ અને લોટની ગોળી વેચનારા, ભાષણ કરનારા, ભીખ માગનારા, ખેલ કરનારા વિગેરેના કોલાહલથી મનોરંજન વાતાવરણ ખડુ થાય છે કેટલાક જમીનપર બેસી ભજન કીર્તન કરતા હોય છે કોઈ માછલાંને ગોળીઓ ખવડાવી મઝા માણતા હોય છે તો કોઈ નદીના પ્રવાહમા પુષ્પ અને દીપના પડિયા તરતા મૂકી આનદ લૂટી રહ્યા હોય છે સાજના સવા સાત થયા અને સધ્યા આરતીનો સમય થયો ટાવરમા ઘટારવ શરૂ થયો, કિનારાપરના મંદિરોમા ઝાલર ને ઘટાનાદ તેમજ શખનાદ સભળાયા બ્રહ્મકુંડને કિનારે મંદિરના પૂજારીઓ આરતીઓ લઈ ગંગાજીની આરતી ઉતારવામા મગ્ન થયા અને કિનારે ઊભેલા અનેક માણસો શાત ચિત્તે આરતી ગાતા સુંદર દૃશ્ય જોઈ રહ્યા

## સોમવાર તા ૫-૫-૫૨

સવાર થતા ગોરનો માણસ કંઈ પણ જરૂરિઆત હોય તો તે માટે પૂછી ગયો એ ગયો અને તરત જ કેદારનાથના ગોર શ્રીયુત ટીકાપ્રસાદ નજરે પડ્યા શ્રી ટીકાપ્રસાદ ઠેઠ મુબઈથી અમારી સાથે આવ્યા હતા દિલ્હી પર એમને વિશે થોડી માહિતી મળી હતી પણ એમનો વધુ પરિચય હરદ્વારમા થયો અત્યારે એ એમની સાથે એક માણસ લઈ આવ્યા હતા જે એકવીશ વાર ગંગોત્રી જમનોત્રી

જઈ આવ્યો હતો. અમને પરચુરણ કામમાં મદદ લાગે તેમજ બજારમાંથી જોઇતી વસ્તુ લઇ આપે એ હેતુથી આ માણસને સાથે લઈ આવ્યાં હતાં. અમારી સાથે એકવીશ મોટાં, ચાર બાળકો અને સાત નોકરો મળી કુલે બત્રીશ માણસો હતાં. સાથે આવનારાં પૈકી ત્રણ જણાને ઓફીસમાંથી રજા મેળવવાં તેમજ પરીક્ષા માટે તા. ૧૩ મી સુધી મુંબઈ રોકાવાનું હોવાથી અમારે તેમની રાહ જોઈ આશરે દસ દિવસ હરદ્વાર રોકાવવાનું હતું. આથી આગળ જવા માટે વાહન વિગેરેની સંપૂર્ણ માહિતી મેળવવામાં તેમજ આસપાસનાં જોવા લાયક સ્થળોની મુલાકાત લઈ સમય પસાર કરવાનો ઇરાદો હતો.

સવારનાં સ્નાનાદિક કર્મ પરવારી આશરે આઠ વાગે હૃષીકેશ જવા માટે બસ સ્ટેન્ડ પર આવ્યાં. હરદ્વાર, હૃષીકેશ બસ સર્વીસની ઓફીસમાંથી ટિકિટો ખરીદી બસમાં જગા લીધી. અહીંની બસમાં અપર અને લોઅર કલાસ હોય છે, અને ડ્રાઈવર પાછળની ચાર પાંચ સીટને અપર કલાસમાં ગણી તેના વધુ પૈસા લેવામાં આવે છે. સાધારણ રીતે મોટર બસનું મશીન કંઈક ઠીક હોય છે, પણ ઉપરનું ખોખું અને બસ અંદરની બેઠકો વપરાશને લીધે હચમચી ઊડી હોય છે. આ ઉપરાંત આસપાસ કંઇક ઠેકાણે ગમે તેમ ખીલા ઠોકેલા હોવાથી સંભાળથી જવું પડે છે. નહિ તો ચઢતાં ઉતરતાં કપડાં ફાટવાનો સંભવ છે. બસમાં સામાન્યતઃ તેવીશ માણસો માટે બેસવાની સગવડ હોય છે. તેમ છતાં ત્રણ ચાર માણસો વધુ લઈ અંદર બેઠેલાઓને ભારે સંકડાસમાં મૂકી દે છે બસ પૂરી ભરાઈ જતાં તે ઊપડીને 'હર કી પેઢી' આગળ થઈ ગંગા કિનારે હૃષિકેશ તરફ આગળ જવા લાગી. સવારના ઠંડા પહોરમાં આસપાસ ડુંગરો અને હરિયાળા ખેતરો સુંદર લાગતાં હતાં. થોડેક દૂર સુધી દહેરાદુન અને હૃષીકેશ

જતી રેલ્વેના પાટા નજરે પડતાં હતાં. આસરે સાત માઇલ પર સત્યનારાયણનુ મંદિર આવ્યું. અહીં આગળ જનારા યાત્રિઓએ દર્શન કરી થોડો વિસામો લીધો, અને થોડી વાર પછી બસ ઊપડી જંગલનો રસ્તો વટાવી પુલ આગળ આવી પહોંચી આ પુલ ફક્ત એક બસ જઈ શકે તેટલો જ પહોળો હોવાથી બધાંનાં હાથ અંદર લેવાં જણાવ્યુ અને આસ્તેથી બસ પુલ પાર કરી બહાર આવી રસ્તામાં ગાય ભેંસનાં ટોળા આમ તેમ ફરતા અને આજુબાજુમાં ઊગેલું લીલુ ઘાસ ચરતાં હતાં. એક ઠેકાણે માર્ગની વચમાં ઊભેલી ગાયને બચાવવા જતાં અમારી બસ સહેજમાં રસ્તાની બાજુમાં આવેલા ખાડામાં પડતા બચી ગઇ. થોડી પળો અમારો જીવ ઊંચો ચઢી ગયો પણ સમય જતા પાછા સ્વસ્થ થયાં. આગળ જતાં પશુલોકનુ પાટિયું વાંચ્યું. અને ટોલટૅક્ષની ઓફિસે ટૅક્ષ ચૂકવી થોડી વારમાં હૃષીકેશ આવી પહોંચ્યાં.

બસમાંથી ઊતરી સીધા ડાળી કંડી તેમજ મજુરોનો પ્રબંધ કરતી સંસ્થાની મુલાકાતે ગયાં. અહીં હિમાલયનાં ચારે ધામ જતાં યાત્રિઓ માટે ડાળી ઊંચકનારાં તથા મજુરોના નામ રજીસ્ટર થાય છે અને મજુરીની રકમ નક્કી થાય છે. હિમાલયનાં પહાડી રસ્તામાં વાહન તરીકે (ડંડી) ડાળી કંડી અને ઝંપાન વપરાય છે. તેમાં હાલમા ઝપાનનો વપરાશ ન હોવાથી ફક્ત ડંડી અને કંડીનો ઉપયોગ કરવામા આવે છે. ડંડી એક હોડીના આકારનુ ચીડ અને જંગલી લાકડાની પટીઓનું બનાવેલુ ઈઝીચેર જેવું બેસવાનુ સાધન છે. તેની વચમા બેસવા માટે ખુરશી જેવી બેઠક બનાવેલી હોય છે. અને તે ઉપર વરસાદ અને તાપમાંથી બચવા લોખંડનાં સળિયા અને

કપડાંની બનાવેલી છત્રી હોય છે. જે ધમણ માફક બંધ થાય છે ને ખૂલી શકે છે. ડંડીને બન્ને છેડે ચામડાનાં પટ્ટા લગાવી તેમાં ધુસરી જેવા આડા લાંકડાં ભરાવી છેડા પરથી બબ્બે માણસો ઊંચકે છે.

બીજું સાધન વાંસના કરંડિયાનાં આકારનું હોય છે. તેનો ઉપરથી થોડો ભાગ કાપી નાખવામાં આવેલો હોય છે. ને ઊંચાઈ આશરે ત્રણ ફૂટની હોય છે. આને અહીં કંડી કહે છે. કંડીનાં તળીયાનાં ભાગમાં કપડાં વિગેરે પરચુરણ સામાન રહી શકે છે. કંડીનો અડધો ભાગ સામાન વિગેરેથી ભરી તે પર યાત્રાળુ બેસે છે અને કાપેલા ભાગમાંથી પગ બહાર કાઢી દોરીથી લટકાવેલી લાકડાની પટી પર પગ ટેકવે છે. કંડીને અહીંના પહાડી નેપાળી મજુરો પોતાની પીઠ પર ઊંચકે છે. આ બધાંની વ્યવસ્થા કરનાર સંસ્થા કુલી એજન્સી નામે ઓળખાય છે. એજન્સીમાં ડંડી તેમજ કંડી જોઈ અને દરેકમાં થોડું બેસી જોઈ બન્ને વિશે ખ્યાલ લીધો. ડંડીની કિંમત આશરે ચાલીસ રૂપિયા જેટલી હોય છે તે નવી બનાવવાનો ઓર્ડર આપી યાત્રિને તે ખરીદી લેવી પડે છે. ડંડી ઊંચકવાની મજુરી ચાર ધામ ગંગોત્રિ, જમનોત્રી, કેદારનાથ અને બદરીનાથ માટે રૂા. ૮૦૦) આઠસો હોય છે, અને બે ધામનાં એટલે કેદારનાથ અને બદરીનાથ માટે રૂા ૪૦૦) છે. બીજું ડોળીવાળાઓ આશરે ૧૬૦ રતલ વજનના યાત્રિને ચાર માણસ ઊંચકે છે; પણ શરીરમાં ચરબીવાળા અને વધારે વજનવાળા માણસને ઊંચકવા માટે બે વધુ માણસની માંગણી કરે છે. આવી છ માણસવાળી ડોળી છકડા તરીકે ઓળખાય છે અને તેની મજુરી હજારથી બારસો થાય છે. દરેક ડોળી દીઠ અમુક રકમ એજન્સીમાં ડીપોઝીટ મૂકવી પડે છે, અને બાકીની રકમમાંથી

ડાળીવાળાઓ મુસાફરીમાં પોતાને ખપ પૂરતી રકમ માગી લઈ પોતાને ખાતે લખાવે છે, અને ખાવા પીવાનો ખર્ચ એમાંથી કરે છે. કંડી માટે ચાર ધામની મજુરી આશરે રૂા. ૩૦૦) અને બે ધામ માટે આશરે રૂા. ૧૫૦) છે. સામાન ઊંચકનારા મજુરો ચાર ધામનાં બંગાલી મણુનાં રૂા. ૨૦૦) અને બે ધામનાં આશરે રૂા. ૧૨૦) લે છે કંડીવાળા અને મજુરો પણ ડાળીવાળા માફક અમુક રકમ ડીપોઝીટ મૂકાવી બાકીની રકમમાંથી પોતાના ખર્ચ પેટે લે છે. આ સિવાય કંડી રસ્તામાં છૂટક પણ મળી શકે છે.

આ પ્રમાણે ડંડી-કંડીની વિગતો મેળવી ધરાસુ અને કીર્તિ–નગર જતી બસ સર્વિસની ઓફિસમા બસના ટાઈમ તેમજ ભાડા વિશે થોડી પૂછપરછ કરી. આ તરફનો પહાડી રસ્તો ઘણો સાંકડો અને અકસ્માત થાય તેવો હોવાથી જવા આવવાની બસ માટે અમુક સમય નક્કી કરેલા હોય છે. આને અહીં ગેટ સીસ્ટમ કહે છે નિયત કરેલા સમયે બસ ઉપાડીને અમુક સ્થાને પહોચ્યાં પછી સામી આવતી બસને આગળ વધવા પરવાનગી મળે છે બસ ઓફિસમાથી નીકળી અમે શ્રી કાળી કમલીવાળાના ક્ષેત્રમા ગયાં.

બાબા શ્રી કાળી કમલીવાળાનુ નામ આ તરફ ઘેર ઘેર જાણીતું છે. લગભગ ૭૦ વર્ષ પહેલાની વાત છે જ્યારે શ્રી ૧૦૮ સ્વામી વિશુદ્ધાનંદ મહારાજ હિમાલયનાં પ્રવાસે ગયાં અને માર્ગમા યાત્રિઓને પડતી ખાવા પીવા તેમજ ઉતારો કરવાની અગવડ જોઈ એમનું દિલ ભરાઈ આવ્યુ. આથી મુસાફરોને પૂરતી સગવડ કરી આપી યાત્રા સરળ બનાવવા નિશ્ચય કર્યો, અને એ માટે નાણાની મદદ મેળવવા કલકત્તા જઈ પહોંચ્યા અહીં એમને એક વેપારીનો ભેટો થયો, અને સ્વામીજીના આશીર્વાદથી વેપારીનું ધંધામાં ભાગ્ય

ખુલ્યું. વેપારીએ સ્વામીજીનાં ચરણોમાં પોતાની ભેટ ધરી પણ તે ન સ્વીકારતાં હિમાલયનાં યાત્રિઓ માટે સગવડ કરી તેમનાં દુઃખ દૂર કરવા પૈસા ખર્ચવાનું જણાવ્યું.

સ્વામીજીએ કામની દેખરેખ પોતાને માથે રાખી અને ત્યારથી કાળી કમલીવાળા પંચાયતી ક્ષેત્રની સ્થાપના થઈ. સ્વામીજી કાળી કામલી ઓઢતાં હોવાથી એમનું નામ કાળી કમલીવાળા તરીકે ત્યારથી પ્રચલિત છે.

સ્વામી વિશુદ્ધાનંદ પછી સ્વામી રામનાથજીએ ક્ષેત્રની ઉન્નતિ કરી અને એમનાં પછી સ્વામી શ્રી મનીરામજીએ ક્ષેત્ર અને કાર્યનો સારો પ્રબંધ કર્યો. આ ક્ષેત્ર આરંભથી સાધુસંત અને ગરીબોની સેવા અને ઉત્તરાખંડનાં યાત્રિઓની સહાયતા માટે બનાવ્યુ હોવાથી એના ઉચ્ચ સંચાલકોને શિષ્યોની પ્રથા એમાં ઉચિત લાગી ન હોવાથી સ્વામી વિશુદ્ધાનંદથી માંડી સ્વામી શ્રી મનીરામજી સુધી કોઈને પણ શિષ્ય બનાવવાની જરૂર ન જણાઈ. અત્યારે આ ક્ષેત્રનો વહીવટ ટ્રસ્ટ બોર્ડ કરે છે, જેનાં સભાસદ દેશના મોટા ધનવાન, વિદ્વાન, દેશસેવક, સાધુ, મહાત્મા તથા પ્રતિષ્ઠિત વ્યક્તિ છે

આ ક્ષેત્ર તરફથી રોજ એક હજાર જેટલાં સાધુ, સંન્યાસી, મહાત્મા, વિદ્યાર્થી, બ્રહ્મચારી, વાનપ્રસ્થી; અનાથ, લૂલા, અપંગ અને માંદા માણસોને ભોજન મળે છે. આ સિવાય સીધું તથા વસ્ત્રોની પણ સમયાનુસાર સહાયતા મળે છે. ક્ષેત્ર તરફથી અનાથાલય અને ચિકિત્સાલય ચાલે છે. જેમાં હજારો ગરીબોના મફત ઈલાજો થાય છે, અને ઔષધ મળે છે. ક્ષેત્રની પાઠશાળાઓમાં સેંકડો વિદ્યાર્થીઓ શિક્ષણ લઈ યુનિવર્સિટીમાંથી ઊંચી પદવીઓ

પ્રાપ્ત કરે છે. હિમાલયના પહાડી પ્રદેશમાં પાણીની અગવડ છે, ત્યાં ગરમીમાં પાણીની પરબ બેસાડેલી છે અને યાત્રાનાં સમયે અનેક સ્થાન પર સાધુઓને સદાવ્રત અને દવાઓ મળે છે. ક્ષેત્રની ગૌશાળામાં ૬૦૦, ઉપરાંત ગાય તથા અન્ય પશુઓ છે. હરદ્વારથી આગળ વધતા ત્રણ માઈલ પરથી ક્ષેત્રની ધર્મશાળાઓ શરૂ થઈ જાય છે. જેમા યાત્રિઓને રહેવા માટે તેમજ બીજી સગવડ છે. પ્રતિવર્ષ ત્રણ લાખથી પણ અધિક યાત્રાળુઓ ઉત્તરાખંડનાં પવિત્ર સ્થાનોમાં દર્શન માટે આવે છે. અને આ ક્ષેત્ર તરફથી એમની દરેક પ્રકારે સેવા અને સુશ્રૂષા થાય છે. આ ઉપરાંત માનવ જીવનને ઉચ્ચ કક્ષા પર પહોંચાડવા તેમજ માનસિક અને ધાર્મિક ઉન્નતિનાં ઉદ્દેશથી એક વર્ષથી "સાધુ" નામનું માસિક પત્ર ચાલુ કરવામાં આવ્યું છે. આ સિવાય ક્ષેત્ર તરફથી યાત્રાળુઓને પ્રવાસમાં સગવડ પડે તે ખાતર પૈસા જમા કરી હુંડી લખી આપવામાં આવે છે.

આ ક્ષેત્રના સંચાલન અને કાર્યની ઘણા મહાન માણસોએ પ્રશંસા કરી છે, તેથી સમસ્ત ભારતમાંથી અનેક ધર્મપરાયણ સજ્જનો પોતાના સાત્વિક દાનથી ક્ષેત્રને મદદ આપી રહ્યાં છે આ ક્ષેત્ર શ્રી ૧૦૮ બાબા કાલી કમળીવાળા પંચાયતી ક્ષેત્ર નામથી પ્રસિદ્ધ છે, ને ક્ષેત્ર માટે મુખ્ય વ્યવસ્થાનુ સ્થાન હૃષીકેશ છે. અહીંથી માર્ગમાં આવતી ધર્મશાળાઓના વ્યવસ્થાપકો પર સગવડ કરી આપવા પરિપત્ર મળે છે, અને બીજી કોઇ પણ જાતની મદદ ક્ષેત્ર તરફથી મળી શકે છે.

શ્રી. કાલી કમળીવાળા ક્ષેત્રમાંથી બધી માહિતી એકત્ર કરી હરદ્વાર જવા માટે બસ સ્ટેન્ડ તરફ જવા ઉપડ્યાં, અને બજારમાથી પસાર થતાં ગરમીથી અકળાયેલાં ઠંડા પીણાથી શાંત થયાં. મોટર

સ્ટેન્ડ પર બસ ઊભી હતી પણ પૂરેપૂરી ભરાઈ ન હોવાથી થોડી વાર અમારે બસમાં બેસી તપશ્ચર્યા કરવી પડી અને ખરા બપોરે તાપમાં હૃષીકેશથી ઊપડી હરદ્વાર પહોંચ્યાં.

મંગળવાર તા. ૬-૫-૫૨

સવારે નિત્ય કર્મથી પરવારી અમે નવ વાગે તૈયાર થતાં સૂચના પ્રમાણે રસોઇની તૈયારી થતી અને મોટે ભાગે બધાં નાકા પરની દહીં તથા દૂધની દુકાન આગળ જઈ એક ગ્લાસ લસ્સી પીતા. બપોરે બાર વાગે જમતાં હોવાથી કકડીને ભૂખ લાગતી ને જમી પરવારી બપોરે બે કલાક આરામ કરતાં. આજે સાંજે કનખલ જવાનો કાર્યક્રમ હતો. ચહાપાણીથી પરવારી જવાની તૈયારી કરતાં હતાં તેટલામાં અમારા પરિવારમાંથી એક બહેન ગંગાજીમા મોઢું ધોઇ દાંત સાફ કરવા ગયા. મોઢું ધોતાં દાંતનું નીચેનું ચોકઠું પાણીમાં પડી ગયુ ને લાચારીથી થોડા પ્રયત્નો કર્યા પણ નિષ્ફળતા સાંપડી. કનખલ જવા માટે બજારમાં થઇને જતાં દાંતનાં ડોકટરને ત્યાં જઈ માપ આપ્યું અને સારે નસીબે તેણે ચાર દિવસમાં તૈયાર કરી આપવાં કહ્યુ.

આસરે પાંચ વાગે ઘોડા ગાડીમાં બેસી કનખલ જવા ઉપડયાં. હરદ્વારથી આશરે ત્રણ માઈલ દક્ષિણે કનખલ નામનુ ગામ આવેલુ છે. રસ્તામાં ગંગા નદીમાંથી નહેરમા પાણી વાળી દીધુ હોવાથી કનખલ આગળ નદીનો પ્રવાહ ધીમો થઈ ગયો છે ને નદીનો મોટો પટ રેતી અને પત્થરથી છવાયેલો છે

કનખલ ઘણું પ્રાચીન તીર્થ છે. એટલે ગામમાં ઘણાં અસલી ઢબનાં નીચી બાંધણીના મકાનો છે. તેમ છતા કેટલાક પત્થરનાં બાંધેલાં મકાન પણ નજરે પડે છે. બજારમાં થઈ ગામને છેડે આવેલાં

ગંગાઘાટ પર જઈને થોભ્યાં. અહીં દક્ષેશ્વર અને સતી કુંડના મદિરો આવેલાં છે. પ્રાચીન સમયમાં દક્ષ પ્રજાપતિએ અહીં યજ્ઞ કર્યો હતો, અને શિવજીને આમંત્રણ ન આપવાથી એની પુત્રી સતી યજ્ઞમાં બળી ભસ્મ થઈ હતી છેવટે શંકર ભગવાને પોતાના ગણોને યજ્ઞનો વિધ્વંસ કરવા આજ્ઞા આપી હતી. અહીં મહાદેવ દક્ષેશ્વર નામે સ્થાપિત થયાં છે. અને બાજુનાં મંદિરમાં સતીનો યજ્ઞકુંડ પણ હયાત છે. મંદિરમાં દર્શન કરી બજારમાં થઈ શ્રી રામ ઔષધાલયમાં જવા ઉપડ્યાં. કનખલમાં ઘણાં ઔષધાલયો છે, જેમાં આયુર્વેદિક તેમજ યુનાની દવાઓ મળે છે. શ્રી રામ ઔષધાલય અમારા એક ઓળખીતા સ્વામી શ્રીરામ પ્રકાશજી ચલાવે છે મનનાં દુઃખો માટે આધ્યાત્મિક જ્ઞાનનો ઉપદેશ આપે છે, અને શરીરનાં દર્દો ઉપર પોતાની બનાવેલી આયુર્વેદીક દવાઓ આપે છે. એઓશ્રી અવાર-નવાર મુંબાઈ પધારે છે. અને અમારા પર ઘણો પ્રેમ રાખે છે એમને મળવાની અમને ઘણી ઈચ્છા હતી પણ ત્યાં પહોંચતાં ખબર મળી કે તેઓ કોઈ દર્દીને તપાસવા અંબાલા ગયાં છે. આથી ઔષધાલયનું મકાન જોઈ બગીચામાં વિશ્રામ કરી ફ્રુવાનું ઠંડું જળપાન કરી બહાર નીકળ્યાં.

કનખલમાં ગંગા કિનારે અનેક સ્વામીઓના મઠો આવેલાં છે. શ્રી શંકરાચાર્યનાં ખ્યાતિ પામેલાં શિષ્યોએ આ મઠ સ્થાપેલા છે. એમાનાં સ્વામી શ્રી. મહેશ્વરાનંદનાં મઠમાં અમે દાખલ થયા. મઠની વિશાળ જગામાં વચમાં એક મંદિર છે અને આજુબાજુમાં મઠમાં રહેતા સ્વામીઓ માટે રહેવાની ઓરડીઓ છે. એક તરફ ચોતરા જેવું બનાવી વ્યાખ્યાન કરવા માટે સગવડ રાખેલી છે. આસપાસ ઝાડ પાન તેમજ નાનો બગીચો હોવાથી કુદરતી

રમણીયતામાં વધારો કરે છે. સંધ્યા આરતીનો સમય થયો હોવાથી મઠમાં આવેલાં શિવાલયમાં ઘંટાનાદ અને શંખધ્વનિ સાથે આરતી શરૂ થઈ. આરતીનાં ગુંજનમાં થોડો સમય એક ધ્યાન થઈ ગયાં, અને આરતી પૂર્ણ થતાં ગાડીમા બેસી હરદ્વાર પાછા ફર્યા.

## બુધવાર તા. ૭-૫-૫૨

અમારા એક સંબંધી શ્રી ચકધર શાસ્ત્રી સોમવારે અચાનક અમને હૃષીકેશમાં મળી ગયા અને ત્યારપછી મંગળવારે બપોરે અમારા નિવાસસ્થાન પર મળવા આવ્યા હતા. અમે હરદ્વારમા ઘણો સમય રોકાવાના હોવાથી શાસ્ત્રીજી અમને દેવપ્રયાગ જવાનો ખાસ આગ્રહ કરી ગયા હતા. આજે દેવપ્રયાગ જવાનો વિચાર કરી આશરે પંદર જણા બપોરે જમી પરવારી થોડો આરામ કરી ત્રણ વાગે બસમાં હૃષીકેશ જઈ પહોચ્યા. ત્યાં ભરતમંદિરમા મુકામ કરી સાજે લક્ષ્મણઝૂલા જોવા ઊપડ્યા. અંધારું થતા પાછા ફર્યા ને ભરતમંદિરમા રાતવાસો કર્યો

## ગુરુવાર તા. ૮-૫-૫૨

ભરતમંદિરમા રહેવાની સારી સગવડ હતી પણ રાત્રે પુષ્કળ પવન નીકળવાથી ઘણાને બરાબર નિદ્રા આવી નહતી સવારે દેવ-પ્રયાગ જવાની ઉતાવળમા બધા વહેલા ઊઠચા અને બધુ પરવારી બસમા જગા મેળવવા ઊપડ્યા. હૃષીકેશથી આગળ જનાર દરેક યાત્રિને કૉલેરાની રસી ફરજિયાત મુકાવવી પડે છે સરકાર તરફથી મફત રસી મુકાવવાની અહીં સગવડ છે તેમ છતાં બીજે સ્થળે રસી મુકાવી હોય તો તેનુ પ્રમાણપત્ર અહીં રજૂ કરવું પડે છે. અહીં નાકા પર આ વિષે તપાસ થાય છે ને બધુ સંતોષકારક જણાય તો

મુસાફરને આગળ જવાની પરવાનગી મળે છે. દેવપ્રયાગ જવાની ધગશ ને ઉતાવળમાં બધાના રસી મુકાવ્યાના સર્ટિફિકેટો સાથે લાવવાનુ ભૂલી ગયા હતા. સરકારી માણસોને આ બાબતમાં સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ બધું વ્યર્થ ગયું ને દેવપ્રયાગના કાર્યક્રમમાં નિષ્ફળ જતાં બધા હરદ્વાર પાછા ફર્યા. બધાને સમય પહેલાં પાછા ફરેલા જોઇને હરદ્વારમાં બધા અચંબામાં પડ્યા ને બધી વિગત જાણતા બધાના મનનું સમાધાન થયુ. સાંજે 'હરકીપેઢી' પર ફરવા જઈ સમય પસાર કર્યો ને રાત્રે ધર્મશાળામાં પાછા ફર્યા.

શુક્રવાર તા. ૯-૫-૫૨

રોજ સવારથી બપોરનો સમય સ્નાન દર્શન તથા ભોજનમાં જતો, વચમાં સમય મળતા બજારમાં જઈ ફળ તેમજ શાકભાજી લઈ આવતાં અને જરૂર પડતી ચીજો ખરીદી મુકામ પર આવી પહોચતા. બપોરના ગંગોત્રી જમનોત્રી વિગેરેના પંડયા ચોપડા લઈ આવતા અને કુટુંબીજનોના નામ બતાવી પોતાનૂં ગોરપણું સિદ્ધ કરતા. આ ઉપરાંત બીજા ઓળખીતા અને હરદ્વાર આવેલા બપોર પછી મુલાકાતે આવતા સાંજ પડતા ચહાપાણીથી નિવૃત્ત થઈ બહાર જવા નીકળી રોજ કોઈ નવા સ્થળની મુલાકાત લેતા. અમારા ભોમિયા તરીકે ગોરના માણસ અને યાત્રામાં સાથે આવનારા નેપાળી મજુરો સાથમાં રહેતા. સાંજ પડતાં આજે ભીમગોડા જવાનો વિચાર કર્યો, ને બજારમાં થઈ 'હર કી પેઢી' પર આવી હૃષીકેશ જવાના રસ્તાપર આગળ વધ્યા. 'હર કી પેઢી' થી આશરે એક માઈલ ઉત્તરમાં આ સ્થાન આવેલું છે, ને એના સંબંધમાં કોઈ પૌરાણિક કથા હયાત નથી પણ દંતકથા પ્રસિદ્ધ છે. મહાભારતના

યુદ્ધ પછી જ્યારે પાંડવો હિમાલય તરફ આવ્યા ત્યારે રાત્રીને સમયે અહીંના કોઈ ડુંગર પર રોકાઈ ગયા. રાત્રે સુતી વખતે મહારાજ યુધિષ્ઠિરને તૃષા લાગવાથી ભીમસેનને પાણી લાવવા જણાવ્યું. અન્ધારી રાત્રીમાં ગંગાજી તરફનો માર્ગ ખબર ન હોવાથી ભીમસેને પોતાના ગુંઠણથી પહાડ તોડી પાણીનું ઝરણુ ઉત્પન્ન કર્યું. ત્યારથી આ સ્થાન ભીમગોડા નામે પ્રસિદ્ધ છે. આજુબાજુ પહાડના ખડક વચ્ચે એક પાણીનો કુંડ છે તેમાં વચમાં શિવલિંગ આવેલું છે. આજુબાજુ બીજા દેવ દેવીઓના મંદિરો છે. પાસે રેલ્વેનો પૂલ છે ને થોડે દૂર ગંગા કિનારો છે. આ રમણીય સ્થાન પર કુંડમાંથી જળ લઈ આચમન અને માર્જન કરી મહાદેવજીના દર્શન કર્યાં, થોડી વાર બેસી આરામ કર્યો ને સાંજ પડી ગઈ હોવાથી મુકામ તરફ આવવા ઊપડ્યા. પાછા ફરતાં રસ્તામાં અપંગ તથા આંધળા અને નિરાધાર માણસો જોયાં. દયાથી હૃદય ઉભરાઈ આવવાથી સૌએ પોતાની યથાશક્તિ પૈસા કે ખાવાનું આપી દાનધર્મનો સંતોષ માન્યો. હરકી પેઢી પર થઈ રાત પડતાં ધર્મશાળામાં આવી પહોંચ્યા.

### શનિવાર તા. ૧૦-૫-૫૨

સવારે નિત્ય નિયમ મુજબ પરવારી તૈયાર થયાં. તાપ સખત હોવાથી વહેલી સવારથી જ વાદળ ઘેરાઈ સારો વરસાદ પડ્યો, અને સારી ઠંડક થઇ. લગભગ દશ વાગે વરસાદ ધીમો પડ્યો અને સમય હોવાથી અમે શ્રી રામપ્રકાશ મહારાજને મળવાનો વિચાર કરી આઠેક જણા બહાર પડ્યા. બે ટાંગા કરીને કનખલ તરફ ઊપડ્યા, અને ઘોડા સારા હોવાથી ફક્ત વીશ મિનિટમાં કનખલ આવી પહોંચ્યા.

અને બધાના કુશળ સમાચાર પૂછ્યા. અંબાલાથી પાછા ફરતાં એમને અમારા સમાચાર મળી ચૂક્યા હતા, એટલે અમારા કાર્યક્રમ વિષે થોડી પૂછપરછ કરી, અને ગંગોત્રી, જમનોત્રી તેમજ બદરીનાથ જવાના જાણી ઘણા ખુશ થયા. યાત્રાના સબંધમાં ઉપદેશ રૂપે એક ઉદાહરણ આપ્યું. નાગ અને સાપનું ઝેર ઉતારી નાંખે એવી એક જડી બુટ્ટી જંગલમાં હોય છે. જ્યારે સાપ અને નોળિયાની લઢાઈ થાય છે ત્યારે નોળિયો લઢતો લઢતો સર્પદંશના ઝેરથી બચવા એ જડીબુટ્ટી પાસે જઈ એની વાસ લઈ પાછો તાજો થાય છે અને લઢતાં છેવટે સર્પ ઉપર વિજય મેળવે છે. એ પ્રમાણે મહા પુરુષોએ યોજેલી આ યાત્રા સંસારની જડીબુટ્ટી છે. જ્યારે સંસારનાં સંકટ, ઉપાધિ અને ચિંતા વિગેરેથી ઘેરાયેલો માનવી બધાની સામે ટક્કર ઝીલતાં થાકી જાય છે ત્યારે પવિત્ર ધામની યાત્રાનું શરણ લઈ પાછો તાજો થાય છે, અને માથે આવી પડેલાં સંકટનો હિમ્મતપૂર્વક સામનો કરીને અંતે વિજય મેળવે છે. પ્રસાદમાં દાડમનું શરબત લઈ ગરમીમાં સ્વસ્થ થયા અને હિમાલયના પ્રવાસમાં ઉપયોગી થઈ પડે તેવી થોડીક દવાઓ લઈ, પ્રેમપૂર્વક નમસ્કાર કરી વિદાય લીધી.

ગાડીમાં બેસી હરદ્વાર પાછા ફર્યા અને ભોજન સમયે મુકામ પર હાજર થયાં.

આજે બપોર સુધીનો સમય લખેતા મુજબ પસાર થયો અને સાંજ પડતા કોઈ નવા સ્થળે જઈ પહોંચવા બહાર પડ્યા. ગઈ કાલે ઉત્તર તરફ ગયા હોવાથી આજે દક્ષિણ દિશામાં પગલાં માંડ્યા. બજારમાં થઈ વિવિધ વસ્તુઓ જોતાં ગંગા કિનારે કેટલે દૂર સુધી આગળ નીકળી ગયા. સ્ટેશન તરફના રસ્તા પર આવતાં આ તરફ નવી બંધાયેલી 'ગુજરાત ભવન' ધર્મશાળા જોવાનો વિચાર કર્યો,

ને સાધારણ તપાસ કરતાં થોડી વારમાં ધર્મશાળામાં આવી પહોંચ્યા. આ સ્થાન સ્ટેશનથી ઘણું પાસે છે પણ હરદ્વારના મુખ્ય બજાર, ગંગાઘાટ અને 'હર કી પેડી' થી સહેજ દૂર છે. ધર્મશાળામાં પ્રવેશ કરતાં ધર્મશાળાના વ્યવસ્થાપક તેમ જ એક બે સાધારણ ઓળખીતા ગુજરાતી કુટુંબો મળ્યા મકાનનો ઘણો ખરો ભાગ બંધાઈને વપરાશમાં લેવાવા માંડ્યો હતો, પણ બીજા માળ ઉપર અગાશીમા કડિયા–સુથારનું કામ ચાલુ હતું. મુંબઈમાં વસતા શ્રીમ ત કુટુંબો તરફથી નાણાની મદદથી ધર્મશાળા બાંધવામાં આવી હતી, ને દરેક રૂમ પર અમુક વ્યક્તિના નામ અને પૈસાની રકમ વિગેરેની આરસની તકતી લગાડવામા આવી હતી પહેલા માળ પર સત્સંગ, કથા કે પ્રવચન માટે એક નાનો હોલ રાખવામાં આવેલો છે પાણી તેમજ જાજરૂ વિગેરેની સારી વ્યવસ્થા છે અને દરેક રૂમમાં ઈલિક્ટ્રીક બત્તીઓ છે. સૌથી ઉપલે માળે ચઢી અગાશીમા જઈ આસપાસનુ દૃશ્ય જોયુ અને ધર્મશાળાની સગવડથી સતોષ અનુભવી પાછા ફર્યાં સાજ પડવા આવી હતી પણ ઘર પહોચવાની ખાસ ઉતાવળ ન હોવાથી ધીમે ધીમે પંથ કાપતા હતા એક સ્થળે લાલ પત્થરના મકાન આગળથી પસાર થતા બારીમાંથી અંદર ઊભેલી એક સુંદર પ્રતિમા જોઈ કુતૂહલથી મકાનમા પ્રવેશ કર્યો. પંજાબ અને લાહોરના સનાતન ધર્મ પ્રચારકોએ શ્રીમ ત વેપારીઓની મદદથી આ ગીતા ભવનનુ મકાન બંધાવ્યુ છે આ ભવ્ય મકાન લાલ પત્થરનુ બનેલુ છે ને વચમા એક મોટો હોલ છે. હોલની પશ્ચિમે વચમા આશરે દશ ફૂટ ઊંચી સંગેમરમરની શ્રી કૃષ્ણ ભગવાનની પ્રતિમા ઊભી છે મૂર્તિના એક હાથમા શંખ અને બીજા હાથમા ચક્ર છે ખાસ કરીને મૂર્તિના કલાકારે ભગવાનના

મુખ પર એવા ભાવ બતાવ્યા છે કે જાણે હમણા બોલી ઊઠશે કે सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज । આ મૂર્તિની એક તરફ ભગવાન બુદ્ધ અને બીજી તરફ વેદ વ્યાસની મૂર્તિઓ છે બાજુમા નાનુ શિવલિંગ છે અને હૉલની દીવાલો પર રામાયણ અને મહાભારતના પ્રસંગ ચિત્રો આરસમા કોતરી કાઢેલા છે ચિત્રોની નીચે હિંદી અને સંસ્કૃતમા શ્લોક લખેલા છે ભગવાનની સુંદર મૂર્તિના દર્શને અમારા હૃદય લાગણીથી ભરાઈ આવ્યા ને પ્રેમના આસુ ઉભરાયા અને પ્રભુ સાથેની એકતા અનુભવી થોડીવારે બહાર આવ્યા સંધ્યા સમય થયો હોવાથી કેટલેક ઠેકાણે આરતીના ઘંટાનાદ સંભળાતા હતા થોડુંક આગળ આવતા શ્રી ભોલાનંદ સંન્યાસ આશ્રમમા આરતીના દર્શન થતા આશ્રમના મંદિર પાસે આવી ઉપસ્થિત થયા. હરદ્વારની દક્ષિણે લગભગ અડધા માઈલ પર ગંગા કિનારે બિરલા ઘાટપર શ્રી ભોલાનંદ સંન્યાસ આશ્રમ આવેલો છે શ્રી શંકરાચાર્યના બીજા મઠ પ્રમાણે અહીં પણ સાધુ સંતોને રહેવા માટે સંન્યાસ આશ્રમનો મઠ બનાવેલો છે આશ્રમનુ મકાન લાલ પત્થર અને સિમેન્ટનુ બનાવેલુ છે. ઘાટ આગળ પ્રવેશદ્વારમા દાખલ થતા મોટો હૉલ નજરે પડે છે આ હૉલ સત્સંગ, કથા પ્રવચન આદિમા વપરાય છે હૉલની પશ્ચિમે નીચે ઊંડાણમા કમલની પાંદડીઓ પર શિવલીંગ સ્થાપિત છે ને બાજુમા પાર્વતીની મૂર્તિ છે શિવ મંદિરની એક તરફ શ્રી શંકરાચાર્ય અને બીજી તરફ શ્રી ભોલાનંદ સ્વામીની મૂર્તિઓ છે મંદિરથી થોડે દૂર સાધુ સંતોને રહેવા માટે નાની ઓરડીઓ છે ને વચલા ચોગાનમા નાનો સુંદર બગીચો છે ભગવા વસ્ત્ર પહેરેલા સંન્યાસીઓ ઘંટ વગાડતા તેમજ આરતી ગાતા હતા મંદિરમા પૂજારી એકધ્યાનથી ભગવાનની

આરતી ઉતારી રહ્યો હતો, સૌ પોતપોતાના ધ્યાનમા લીન હતાં. પૃથ્વીપર ધીમેધીમે અંધકાર છવાઈ રહ્યો હતો ને દિવસનુ રહ્યુ સહ્યુ અજવાળું છેવટની વિદાય લઈ રહ્યું હતું. આરતી પૂર્ણ થતાં દીવાબત્તીના અજવાળામાં આજના જોયેલા અને અનુભવેલા બનાવોનો વિચાર કરતા ધર્મશાળા તરફ ચાલી નીકળ્યા.

## રવિવાર તા. ૧૧-૫-૫૨

દિવસો ઝડપથી પસાર થતા હતા. હરદ્વારથી ઉપડવાને હવે થોડાક દિવસો બાકી રહ્યા હોવાથી બે ત્રણ દિવસથી યાત્રા માટેની તૈયારીઓ ચાલુ હતી. મોટા અને વજનદાર સામાનમાંથી ખપ વગરનો બહાર કાઢી, નાના કદમાં તૈયાર કરી બધાનુ વજન કરી જોયુ. ગરમ કપડાં, રેન કોટ અને સાથે રાખવાની પરચુરણ વસ્તુઓ અલગ કરી નાખી. પ્રવાસમાં વાહન વિષે બધાનો અભિપ્રાય લઈ ડાલીઓનુ નક્કી કરી નાખ્યુ અને એકવીશ ડાંડીનો ઓરડર નોંધાવી દીધો. વજન પ્રમાણે મજૂરોની સંખ્યા નક્કી કરી મજૂરો અને ડાંડી બાબતના પૈસા કુલી એજન્સીમા ભરી પાકી રસીદો મેળવી લીધી. મુસાફરીનો થાક, બદલાયેલી હવા અને ઠંડા પાણીના સ્નાનથી શરદી થઈ થોડાકની તબિયત બગડી હતી પણ સાથે કુટુંબીજનોમા એક ડોકટર અને ખપ પુરતી દવા હોવાથી થોડા સમયમાં તબિયત ઠેકાણે આવી જતી હતી. કામની ધમાલમા બપોર થઈ જતા અને ભોજન કરી આરામ લેતા સાંજ પડી જતી આજે શ્રી બિલ્વકેશ્વર મહાદેવ જવાનો વિચાર કરી સાંજે બહાર નીકળ્યા. હરદ્વાર સ્ટેશન તરફ જવાના રસ્તા પર જમણા હાથે રેલ્વે લાઈન પસાર કરી થોડે દૂર શ્રી બિલ્વકેશ્વર અને કાળભૈરવના પ્રાચીન મંદિરો આવેલાં છે. ત્યા પહોંચતા શરૂઆતમા ટેકરીપર

શ્રી કાળભૈરવનુ મદિર આવે છે મદિરમા કાળા પત્થરની આશરે એક ફૂટ ઊચી કાળભૈરવની મૂર્તિ છે ત્યાથી સહેજ આગળ વધતા ડુગરોની વચમા અનેક વર્ષો પહેલાનુ શ્રી બિલ્વકેશ્વર મહાદેવનુ મદિર છે આજુબાજુ બિલ્વીના ઘણા વૃક્ષો છે ને થોડે દૂર ડુગરોની વચમાથી એક ઝરણુ વહે છે, પણ હાલમા ઉનાળાને લીધે તે સુકાઈ ગયુ હતું ઝરણાના પત્થરોવાળા માર્ગની બાજુમા ખડકમા એક નાનો કુડ છે જે ગૌરી કુડ નામે ઓળખાય છે આસપાસ ઊચા ડુગરો, ઝાડપાન, વનસ્પતિ વિગેરે હોવાથી શાત વાતાવરણ લાગે છે દેવ દર્શન કરી થોડો વિસામો ખાઈ અધારુ થતા પહેલા મુકામ પર પહોચવા ધીમે ધીમે ચાલી નીકળ્યા અને બધાએ ભેગા મળી આવતી કાલે સવારે મસુરી જવાનો કાર્યક્રમ નક્કી કર્યો, અને આવતી કાલના સ્વપ્ના સેવતા બધા પથારીમા પડ્યા

સોમવાર તા ૧૨-૫-૫૨

પરોઢિયે વહેલા ઊઠી દાતણપાણી કરી ચા પી તૈયાર થઈ ૭ વાગે મસુરી જવા બધા સ્ટેશન પર આવી પહોચ્યા અહીંથી દહેરાદુન સુધી ટ્રેન જાય છે અને ત્યારપછી બસમા મુસાફરી કરવી પડે છે પણ હરદ્વારથી ઠેઠ મસુરીની ટિકિટ મળતી હોવાથી તે ખરીદી લીધી ગાડી અડધો કલાક મોડી હોવાથી સ્ટેશનપર પેપરો વાચી આમતેમ આટા મારી સમય પસાર કર્યો સાત વાગે ગાડી આવી અને ઉત્તરાખડના યાત્રિઓથી ભરેલી ગાડી હરદ્વાર પર ઠલવાઈ ગાડીમા સારી જગા જોઈ રીતસર ગોઠવાયા અને ગાડી ઊપડતા ગભીર થઈ ધ્યાનમા બેઠા અનાગના વહેલા ઊઠવાથી કઈક ઉજાગરો થયો હતો, ગાડીની એકધારી ગતિ અને બારીમાથી આવતા ઠડા પવનને લીધે આખો મળી ગઈ ને ઝોકા ખાવાપર ચડી

ગયા. આશરે પોણાનવ થતાં દહેરાદુન આવી પહોંચ્યા અને ગાડી ઊભી રહેતાં સ્વસ્થ થઈ નીચે ઉતર્યા. હરદ્વારની ઉત્તરે ૪૮ માઇલ પર દહેરાદુન આવેલું છે. દિલ્હી વિગેરે સ્થળોથી આવતી ગાડીઓ અહીં આવી અટકી જાય છે. દહેરાદુન દરિયાની સપાટીથી લગભગ ૨૧૦૦ ફુટ ઊંચાઈ પર હોવાથી સાધારણ હવા ખાવાનું સ્થળ અને વિશેષ કરીને અસલથી લશ્કરી થાણું છે. અહીં સાધારણ મોટું બજાર છે તેમાં તરેહ તરેહની દુકાનો છે અને કેટલીક દુકાનો તો મુંબઈ અને કલકત્તા જેવી મોટી છે. અહીં ઇસ્પિતાલ, બેન્ક, સરકારી મકાનો તેમજ ફોરેસ્ટ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ વિગેરેના મકાનો છે. ઉપરાંત શ્રીમંત લોકોના વાડી ને બગીચાવાળા સુંદર બંગલાઓ છે અહીંથી મસુરી જવા માટે ૨૨ માઇલનો પાકો રસ્તો છે અને તેના પર રીતસર બસ સર્વીસ ચાલુ છે. આ ઉપરાંત મસુરી જવા માટે ખાનગી ટેક્સીઓ ભાડેથી મળી શકે છે, અને તે આઠથી દસ રૂપિયામાં ઠેઠ મસુરીની હોટલ સુધી લઈ જાય છે. સ્ટેશન પરના બસ સ્ટેન્ડ પર ટિકિટો બતાવી સીટ રીઝર્વ કરાવી અને બસ ઊપડવાની થોડી વાર હોવાથી બજારમાં જઈ આંટો મારી થોડો નાસ્તો કરી બસ ઊપડવાની રાહ જોતાં બેઠાં આશરે અગિયારે બસ ઊપડી અને આસપાસના દૃશ્યો જોતાં મસુરી તરફ પ્રયાણ કર્યું. દહેરાદુનથી મસુરી જવાના રસ્તાપર સાત માઇલપર રાજપુર કરીને નાનું ગામ આવેલુ છે. રાજપુરથી મસુરી જવા માટે ડુંગરની ધારપર ચઢવાની મજલ શરૂ થાય છે. રસ્તો સાંકડો અને અકસ્માત થાય એવો હોવાથી અમુક સ્થળે જતા આવતા વાહનો એકઠાં કરી ઠરાવેલે સમયે અમુક દિશામાં જવાની રજા આપવામાં આવે છે. આ વાહન વ્યવહાર ગેટ સીસ્ટમ

તરીકે ઓળખાય છે. રાજપુરથી આગળ વધી પર્વતો અને ખીણુના મનોહર દૃશ્યો જોતા પહેલા ગેટપર આવી પહોંચ્યા. બસ ઊભી રહેતા ચોકલેટ, પીપરમીંટ વિગેરે પરચુરણ વસ્તુઓ વેચનારા બસની આસપાસ ફરી વળ્યા. થોડા વિસામા બાદ આગળ જવાની રજા મળી અને બસનું એન્જિન ચાલુ થયુ. મસુરી જવાનો રસ્તો વાંકો ચુકો અને અનેક વળાંકવાળો હોવાથી મોટર બસને ઘડી ઘડી અનેક વળાંકમાંથી પસાર થવું પડે છે અને આબુ અથવા મહાબળે-શ્વરની મુસાફરી કરતાં પણ રસ્તો વધુ કઠિન લાગે છે. મશીનનો અવાજ, બાજુમાં ગોળગોળ ફરતા ડુંગર અને ઊભા ચઢાણને લીધે મોટર બસમાં બેસનારનું મગજ ફરી ઘણાને ઊલટી અથવા માથાનુ દર્દ થઈ આવે છે, ને હવામાં ફેર પડતાં કાનમાં બહેરાશ આવી જાય છે. રસ્તામાં એકાદ ઠેકાણે ગેટ પર થોભી રસ્તાની માવજત માટે વ્યક્તિદીઠ દોઢ રૂપિયો ટોલ ટેક્ષ લે છે. અનેક ડુંગરોના ચક્કર મારી, તેજીલા ઘોડા માફક ઉપર ને ઉપર ચઢતી આશરે પોણા બે કલાકની સફર કરી અમારી મોટર બસ મસુરીના સ્ટેશન પર આવી પહોંચી. મસુરીનું બસ સ્ટેન્ડ આવતી જતી ગાડીઓનું નાનું સ્ટેશન છે. અહીં કેટલીક બસ તેમજ ટેક્ષીઓ ઊભેલી હોય છે. બાજુમાં બસ સર્વીસની ઓફિસમાં ગમે તે રેલ્વે સ્ટેશનની ટિકિટ મળે છે. બુકીંગ ઓફિસની બાજુમાં વિશ્રાન્તિ માટે સુંદર રેસ્ટોરાં છે, અને તેમાં ભાતભાતની ખાવા પીવાની વસ્તુઓ મળે છે આ સિવાય આજુબાજુ ટ્રાન્સપોર્ટ કપનીની ઓફિસ આવેલી છે. બસ ઊભી રહેતાં સામાન માટે નેપાળી મજુરોનાં ટોળા આસપાસ ફરી વળે છે. અને બસમાંથી નીચે ઊતરતાં હૉટેલવાળાઓ પોતાનાં કાર્ડ રજુ કરી મુસા-ફરોપર તૂટી પડે છે. હોટલવાળાઓની તીવ્ર હરીફાઈને લીધે થોડી

રસાકસી પછી મુસાફરની મરજી મુજબ એકાદ હોટેલવાળો પોતાના પ્રયત્નમાં સફળ થાય છે અને મજુરો પાસે સામાન ઉપડાવી પગપાળા અથવા રીક્ષામાં મુસાફર હોટલ તરફ રવાના થાય છે. મસુરી દરિયાની સપાટીથી ૬૫૦૦ ફુટ ઊંચુ પર્વતપર આવેલું હોવાથી હવાખાવાનું સુંદર મથક છે. અહીંની નૈસર્ગિક સુંદરતાને કારણે મસુરી બધા હવા ખાવાના સ્થળોમાં રાણી તરીકે ગણાય છે. મસુરીનું બસ સ્ટેશન બજાર અને બધી હોટલના સ્થાનથી આશરે પાંચસો ફુટ નીચે આવેલું છે. આથી મુસાફરોને ટેક્ષી, રીક્ષા, ડોળી અથવા પગપાળા આટલી ઊંચાઈએ ચઢવું પડે છે. બસમાંથી ઊતરી હોટલવાળાઓની રસાકસીમાં એક સાથે નક્કી કરી થોડા રીક્ષામાં અને બાકીના પગપાળા ધી મિનર્વા હોટલ તરફ જવા ઊપડ્યા. બસ સ્ટેન્ડ પરથી ટેલીફોન કરી અમારા જમવાની વ્યવસ્થા કરવા જણાવ્યું. હિમાલયના ડુંગરો માટે તાલીમ લેતા હોય તેમ મુસાફરીથી ઢીલ થઈ ગયેલા આસ્તે કદમ ઉપર ચઢવા લાગ્યા, અને થાક ખાતાં, ધીમે ધીમે ચાલતા પોણા કલાકે હોટલ પર આવી પહોંચ્યા. થોડી વારમાં રીક્ષાવાળા પણ આવી પહોંચ્યા અને બધા હોટલની સજાવેલી ઓરડીઓમાં થાક ઉતારવા પલંગ અને ખુરશીઓમાં લાંબા થઈ પડ્યા. આકાશમાં વાદળાં ને તડકો થોડી થોડી વારે આવ જા કરતા હતા, ને મસુરીની ઠંડી હવા શરીરને ગરમ કપડાંથી સહેજ પણ અળગી થવા દેતી ન હતી. બપોરનો સમય થયો હોવાથી કકડીને ભૂખ લાગી હતી ને ભોજન તૈયાર થતાં ટપોટપ બધા ટેબલ પર આવીને ગોઠવાયાં. ગરમાગરમ ભોજન ભાવથી જમ્યા અને તૃપ્ત થઈ, થોડો આરામ કર્યો ને બપોરે મસુરી જોવા નીકળ્યા. મહાબળેશ્વર અથવા માથેરાન માફક મસુરી પર્વતની ટોચ પર આવેલા સપાટ પ્રદેશ પર ન હોવાથી આખું

શહેર મોટા પર્વતના અનેક ડુંગરાઓ પર વસેલું છે. મકાનો તેમજ બજાર, હોટલો ને દુકાનો બધાં સીધા ચઢાણવાળી જગાઓ પર આવેલાં છે, અને આ કારણે ઘડી ઘડી સખત ચઢાઈ ચઢવી તેમજ ઊતરવી પડે છે. સિમેન્ટના રસ્તાઓ પર આડા કાપા પાડી સરી ન પડાય ને ચઢવા ઊતરવામાં સુગમ પડે એવા બનાવેલા છે. રીક્ષા તેમજ ડોળીઓમાં બેસનાર, કઢંગા ચઢાણને લીધે મજુરો માટે ત્રાસ રૂપ થઈ પડે છે, તેમ છતાં અહીંના નેપાળી મજુરો સાધારણ મજુરીમાં ગમે તેવા ઊંચે સ્થળે લઈ જાય છે. અહીંનુ શહેર તેમજ બજાર ત્રણ વિભાગમાં વહેંચાયલું છે. ટેકરા અને ઢાળાવ પર મોટી દુકાનો આવેલી છે. આમાં કાશ્મીરી ભરત, ગરમ રેશમી તેમજ ઊનના ફેન્સી કપડાં અને વિવિધ પ્રકારની અનેક વસ્તુઓ જોવા મળે છે. રમકડાં, ફ્લાવરપોટ, કપડાં, પર્સ વિગેરે દુકાનમાં જોતાં બહાર આવવું મુશ્કેલ થઈ પડે છે. અહીં ન્યુ મારકેટ નામે નવું બજાર ખુલ્યુ છે જેમાં આધુનિક પ્રકારની દુકાનો છે જેમાં કેમીસ્ટ, ફોટોગ્રાફર, ગરમ તેમજ રેશમી કાપડ, પરચુરણ રમકડાંની દુકાનો, પ્રોવીઝન સ્ટોર ને રેસ્ટોરા પણ છે. અહીં લગભગ એક ડઝન જેટલા સિનેમા થીયેટરો છે, જેમા ખૂબ પ્રખ્યાત પામેલી ફિલ્મો ચાલે છે. આ ઉપરાંત રહેવા ને જમવાની સુંદર વ્યવસ્થાવાળી અનેક હોટલો છે, જેમાં વ્યક્તિ દીઠ રોજનો દર દસથી પંદર રૂપિયા છે. મસુરી પર્વત પર આશરે પંદર માઇલના વિસ્તારમાં ફેલાયેલું હોવાથી દરેક જોવા લાયક પોઇંટ બજારથી આશરે ચાર થી છ માઇલને અંતરે છે ને તે ઠીક ઊંચાઇ પર હોવાથી 'પીકનીક પોસ્ટ' તરીકે ઓળખાય છે. અહીં આવનાર સાધારણ રીતે સવારના ખાવાપીવાના સાધનો સાથે લઇ પીકનીક પોસ્ટપર ઊપડી જઇ આખો દિવસ ત્યાં ગાળે છે ને સાંજે હોટલપર પાછા ફરે છે.

મસુરીની એકાદ હોટલપરથી અથવા મોટા રસ્તાપરથી દક્ષિણમાં નીચાણના સપાટ પ્રદેશમાં દહેરાદુન ને રાજપુરના મકાનો નાનાં સફેદ ટપકાં જેવાં દેખાય છે. ઉત્તર તરફના એકાદ ઊંચા પોઈટ પરથી બરફ છવાએલા શિખરોવાળી હિમાલય પર્વતની હારમાળા જોઈ શકાય છે. આ ઉપરાંત અહીં કેટલાક ઝરણાંના ધોધ, પર્વતની વનરાજી ને પ્રકૃતિની સુંદરતા જોવા લાયક છે પણ તે જોવા માટે સહેજે દસ પંદર દિવસ થોભવું જોઇએ.

બજારમાં ફરી કેટલીક દુકાનોમાંથી સુંદર વસ્તુઓ ખરીદી આમતેમ ફરી મસુરીનો ખ્યાલ લઈ હોટલ પર પાછા ફર્યા ને સાંજ પડી હોવાથી પાછા ફરવાનો સમય થતાં હોટલમાંથી ટેલિફોનદ્વારા ત્રણ ટેક્ષીઓની વ્યવસ્થા કરી. થોડી વારમાં નીચે ઊતરી બસ સ્ટેન્ડ પર આવ્યા ને ગાડી ઉપડવાના સમયની રાહ જોતા બેઠા. સાંજના છ વાગતા દહેરાદુનથી ઊપડેલી ગાડીઓ આવી પહોંચી ને અહીંથી વિદાય થતી ગાડીઓને જવાની પરવાનગી મળી. આમ એક જ દિવસમાં 'હિલ સ્ટેશનની રાણી' મસુરીની મુલાકાત લઈ અમે પર્વતમાળા પરથી નીચે ઊતર્યા ને દહેરાદુન થઈ રાત્રે દશ વાગે હરદ્વાર પહોંચ્યા.

તા. ૧૩ મી તથા ૧૪ મી એ ખાસ કાર્યક્રમ ન હતો પણ તા. ૧૫ મી એ આગળ જવાનુ હોવાથી સામાન તૈયાર કરવામાં, બજારમાંથી જરૂરી વસ્તુઓ ખરીદવામાં સમય પસાર કર્યો ને દુકાનો ને 'હર કી પેઢી' પર ફરી સાજ પૂરી કરી.

ગુરુવાર તા ૧૫-૫-૫૨.

આજે કંઈક આનંદનો દિવસ હતો. સવારનો પહો ફાટતાં જ જેની અમે દિવસોથી રાહ જોઈ રહ્યા હતા તે ઝંખઈ પાછળ રહી

ગયેલા સાથી અને અમારા સઘનો અવશેષ ભાગ હરદ્વાર આવી પહોચ્યા. ઘણા દિવસે બધા ભેગા થયા, આનંદ થયો અને મુબઈ તરફના બધા સમાચાર મળ્યા આગળ પ્રવાસ માટેની તૈયારીઓ થઈ ગઈ હતી, બાકીના મેમ્બરો આવી પહોચ્યા હતા, હવે વધુ રોકાવાની જરૂર ન હોવાથી બપોરના હરદ્વારથી ઊપડી હૃષીકેશ પહોચી પ્રવાસની શુભ શરૂઆત કરવાનો કાર્યક્રમ નક્કી થયો મુબઈથી આવેલાઓનો થાક હજી ઊતર્યો ન હતો તેમ જ અમારા પરિવારમાના એક નાના બાળકને તાવ આવતો હોઈ આશરે ૫૦ર માણસોની ટુકડીને આજે આગળ જવા નક્કી થયુ બપોરે ચાર વાગે બસનું નક્કી કરી, સામાન ખટારામા ભરી તૈયાર ઊભેલી બસમા આમાન સાથે ગોઠવાયા અને અતિ ઉમગ અને ઉત્સાહમા હરદ્વારથી ઊપડી હૃષીકેશ જવા રવાના થયા

એક કલાકની મુસાફરી બાદ, પહેલેથી બદોબસ્ત કર્યા પ્રમાણે અમારી મોટર બસ સીધી ભક્ત મંદિરની ધર્મશાળા આગળ જઈ પહોચી બધો સામાન ઉતારી, અમને મળેલા રૂમમા ગોઠવી, પાણી તેમ જ દૂધ વિગેરેની વ્યવસ્થા કરી સાજે બહાર ફરવા નીકળ્યા બજારમા થઈ દુકાનો વિગેરે જોતા ગગા ઘાટ પર જઈ પહોચ્યા અહીં સાધુ સત, બાવાઓ, યાત્રાળુ, અને પરચુરણ વસ્તુઓ વેચનારાઓનો મેળો જામ્યો હતો કેટલેક ઠેકાણે કથા પુરાણ વંચાતા હતા અડક અને પથ્થરમા થઈ ગગા નદીનો પ્રવાહ એકધારો વહી રહ્યો હતો આસપાસના ઊંચા ડુંગરો કુદરતી સુદરતામા વધારો કરતા હતા સધ્યાનો સમય હતો સૂર્ય આથમવાની તૈયારીમા હતો, કિનારાપરની બારીક રેતીમા વિશ્રામ કરવા અમે બેઠક લગાવી અમારાથી થોડે દૂર ભાગવતની કથાનું પ્રવચન ચાલતું હતું, રેતીમા

ઉભેલા લાઉડ સ્પીકરમાં એકધારી શાંત અને સ્પષ્ટ વાણી સંભળાવી હતી. આજુબાજુ બેઠેલા યાત્રિઓ અને સાધુ સંતો એક ચિત્તે શ્રવણ કરી રહ્યા હતા. અમે પણ થોડીવાર ભાગવત કથાનું પાન કરી અંધારું થવા આવ્યું હોવાથી ભરતમંદિર તરફ વળ્યા. મંદિરમાં આરતીના દર્શન કરી ધર્મશાળામાં આવ્યા ને સાંજનો નાસ્તો પતાવી સુવા માટેની તૈયારી કરવામાં રોકાયા. બપોરથી સખત પવન ફુંકાતો હતો અને સાંજથી વાદળ ઘેરાવા માંડ્યા હતા. થોડી થોડી વારે વિજળીના ચમકારા દેખાતા હતા, છતાં કુદરતના સંકેતને ન ગણકારતાં અમે અગાશીમાં બેડીંગ પાથરી સુવાની તૈયારી કરતા હતા. થોડીવારમાં વિજળી સાથે ગડગડાટ શરૂ થયો, આંખો આંજી દેતા વાંકાચુંકા લીસોટા બાજુના પહાડો પર દેખાવા લાગ્યા, ને ધીમો વરસાદ શરૂ થયો. વાતાવરણમાં ઉગ્રતા આવવા લાગી ને ભગવાન શંકરનું તાંડવ શરૂ થયું. ચોગરદમ વિજળીના પ્રકાશે આંખો ભરી દીધી, ગડગડાટથી મન બહાવરું થઈ ગયું, ને જોરથી પડતા વરસાદમાં બેડીંગો લપેટી અંદરના ભાગમાં નાસી છૂટયા. આ તાંડવ લગભગ કલાક ચાલ્યુ ને ધીમે ધીમે સમવા લાગ્યું. સ્વચ્છ હવામાં પૂર્વવત્ શાંતિ આવવા લાગી અને સાથે અમારી આંખો ઘેરાવા લાગી.

### શુક્રવાર તા. ૧૬–૫–૫૨

સવારના ઠંડા પહોરે સ્વર્ગાશ્રમ વિગેરે જોવાનો કાર્યક્રમ પતાવી નાંખવા વહેલા ઊઠી તૈયાર થઈ ઘોડાગાડીમાં બેઠા ને થોડી વારમાં નદીને કિનારે આશરે બે માઈલ પર આવેલા "મુનિ કી રેતી" નામના સ્થળે આવી પહોંચ્યા. અહીં નાના ગામમાં થોડાંક મકાનો અને એક પુસ્તકાલય છે ને આગળ જવા માટે ડાબી ને

મજુરની વ્યવસ્થા કરતી કુલી એજન્સી પણ છે. નદીને સામે કિનારે સ્વર્ગાશ્રમ અને ગીતા ભવન આવેલાં છે. ગીતા ભવન તરફથી ચાલતી સ્ટીમ બોટ કિનારાપર ઉભી હતી અને તેમાં થોડાક યાત્રિઓ બેઠાં હતાં. અમે પણ કિનારાપર નીચે ઉતરી બોટમાં જઈ બેઠાં. "ગંગા મૈયા કી જે" સાથે સ્ટીમ લોંચ ઉપડી ને ચાર મિનિટમાં અમે ગીતા ભવનના સુંદર ઘાટ પર જઈ ઉભા. શ્રીમાન શેઠ જય દયાલજી ગોયન્કા ગીતા પ્રેસ ગોરખપુર તરફથી આ ગીતા ભવનના વિશાળ મકાન અને સુંદર ઘાટ બંધાવવામાં આવ્યા છે. ઘાટપર ઉતરી ગગાના શીતળ જલમાં સ્નાન કરી પવિત્ર થયા અને ગીતા ભવન જોતા ફરવા લાગ્યા. મકાનની વિશાળ જગામાં માણસોને રહેવા માટે અનેક ઓરડીઓ બાંધવામાં આવી છે. એક વિભાગમાં ગીતાપ્રેસ ગોરખપુરમાં બનેલા પુસ્તકો સસ્તી કિંમતે વેચાય છે, અને ઉપર વિશાળ હોલ છે. ગીતા ભવનના વિશાળ મકાનની દિવાલો પર ગીતાના શ્લોક, સંત તુલસીદાસ અને કબીરની અમર ચોપાઇઓ અને શાસ્ત્ર વચનો હિંદી ભાષામાં લખેલાં છે જે વાંચતાં મન ઘડીભર મુગ્ધ બની રહે. ઓરડીઓ જોતાં, શ્લોક ને સૂત્રે વાંચતા બગીચામાં ફરતા છેવટે 'પરમાર્થ નિકેતન' માં આવી પહોંચ્યા. આ વિભાગમાં દાખલ થવા સુંદર દરવાજો બનાવેલો છે. અંદર દાખલ થતા જમણી બાજુ એક નાનુ સુંદર મંદિર છે, જેમાં વચ્ચે શિવ ને આજુબાજુ લક્ષ્મીનારાયણ ને રામસીતાની મૂર્તિઓ છે. મદિરની દીવાલો પર શિવ પુરાણ ને રામાયણના કથા પ્રસંગો રંગીન ચિત્રરૂપે અનેક ચિત્રોમાં આલેખ્યાં છે. મંદિરની આસપાસ નાનો સુંદર બગીચો છે મંદિરની પૂર્વમાં સાધારણ મોટો હોલ પ્રવચન ને સંત સમાગમ માટે ખાસ રાખવામા આવ્યો છે.

મંદિરમાં દર્શન કરી, હોલમા થતા પ્રવચન તરફ નજર કરી, સ્વર્ગાશ્રમ જોવા ઊપડ્યા. સ્વર્ગાશ્રમ પહેલા શ્રી કાલી કમલી વાલાની એક શાખા હતી પણ હાલમા કેટલાક સમયથી તે એક સ્વતંત્ર સંસ્થા બની છે અહીં ધર્મશાળા ને અન્નક્ષેત્ર છે ને યાત્રાળુઓને રહેવા ઘણી ઓરડીઓ બાંધેલી છે. જ્યારે શિયાળામા છ મહિના હિમાલયમા બરફ પડે છે ત્યારે ગંગોત્રી, બદરીનાથ, કેદારનાથ, વિગેરે સ્થળોએ રહેતા સંત પુરુષો અહીં આવી રહે છે. વિશાળ ચોગાનની વચમા નાના મકાનમા એક ગાદી આવેલી છે પણ હાલમા ત્યા સંસ્થાના કોઈ અધિકારી બિરાજે છે. કિનારા તરફ જતા નાના બગીચામા સ્વામી શ્રી રામનાથજીની સમાધિ છે ને આગળ ચાલતા રામેશ્વરનુ મોટું મંદિર દેખાય છે. જેમા શિવલીંગ ને બીજી મૂર્તિઓ ઘણી સુંદર છે આસપાસ લક્ષ્મીનારાયણ ને દેવદેવીઓના બીજા મંદિરો છે સમય ઘણો થઈ ગયો હોવાથી કિનારે ગાડીવાળા વાટ જોઈ રહ્યા હતા, આથી કિનારાપરની હોડીમા બેસી સામેપાર જવા ઊપડ્યા હલેસા મારતા, સુકાન બદલતા નદીના વેગવતા પ્રવાહમા માર્ગ કાપતા કેટલી વારે સામે કિનારે પહોચ્યા ને ગાડીમા બેસી હૃષીકેશ ગયા

હરદ્વારથી ઊપડેલી બીજી ટુકડી બપોર સુધીમા આવી પહોચવાની હોવાથી બધાની ભોજન વ્યવસ્થા તૈયાર રાખી હતી થોડી વારમા બધા આવ્યા ને સામાન વિગેરેની ધમાલમા પડ્યા બપોરનુ ભોજન પતાવી આરામ કર્યો ને બીજા કામકાજમા સાંજ પડી ગઈ. હરદ્વારથી આવેલી ટુકડીને સાંજે સ્વર્ગાશ્રમ જવાનો કાર્યક્રમ હતો, પણ જતા સાધારણ મોડું થઈ ગયું ને વાદળ ઘેરાવા લાગ્યા. 'મુનિ કી રેતી' પર પહોચતા વરસાદ શરૂ થયો ને કિનારાપર થોડીવાર

રોકાઈ જવું પડયું. સામે પાર જતાં અંધારું થવા આવ્યું ને ઝાંખા અજવાળામાં બધાએ ગીતાભવન ને સ્વર્ગાશ્રમ જોયાં. બધે રખડીને પાછા ફરતાં આઠ વાગી ગયા ને આ તરફ હૃષીકેશમાં એક નવું પ્રકરણ આકાર લઈ રહ્યું હતું. અમારા સંઘમાંનું સૌથી નાનુ દોઢ વર્ષનું એક બાળક છેલ્લા ત્રણ દિવસથી તાવે પીડાતું હતું. અમારી સાથેના ડોકટરની દેખરેખ નીચે એની સારવાર થતી હતી છતાં ત્રણ દિવસથી તાવ ઊતરતો ન હતો. શરુઆતમાં દાંતનું કારણ લાગ્યું પણ પાછળથી અનેક તર્ક વિતર્ક થવા માંડ્યા અને ગંભીર બિમારીનો ભય પેદા થયો. પછી તો ઘરડાં સુજ્ઞીઓએ નજર બાંધી, લૂ ઉતારી, કોઈકે બાધા રાખી ને અનેક સૂચનો થતાં ઉપચારો વધી પડયા. આવતી કાલે ધરાસુ જવાનુ હતું પણ દર્દીથી આગળ વધી શકાશે કે કેમ તે શંકા ઊપજી. ડોકટરે ઈન્જેકશન શરુ કર્યાં, કોલનવૉટર ને બરફનો મારો શરૂ થયો અને કલોરોમાઇસિટીનની શોધ શરૂ થઈ ગંભીર વાતાવરણમાં થોડી ગત વીતી ગઈ અને કંઈક નિદ્રાધિન થયાં.

એટલામાં એક બહેન અચાનક રડી ઊઠયાં અને થોડીવારે પૂછતાં જણાયું કે કાનમાં જીવડું ભરાવાથી દર્દ થતું હતું, પણ કાનમાં દવા મૂકતાં થોડીક કીડીઓ બહાર નીકળી આવી ને દર્દીને કઇંક રાહત મળી. સવાર પહેલાં ઊઠવાનુ હોવાથી સૌ સુવાની તૈયારીમાં પડ્યા ને ચોકીદારની આલબેલ ને ઘડિયાળના ટકોરામાં અર્ધજાગ્રત અવસ્થામાં ઊંઘવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

શનિવાર તા. ૧૭-૫-૫૨.

હૃષીકેશથી ધરાસુ ૭૭ માઈલ.

વહેલી સવારે ચાર વાગે ઊઠી સામાન તૈયાર કરી, સામાનનો મોટો ડુંગર મંગાવેલી બે મોટર બસમાં ખડકીને જવા માટે તૈયાર

થઇને ઊભાં ગઈ કાલની ક્લોરોમાઇસેટીનની શોધ અત્યારે પણ ચાલુ હતી. અહીંની એક હોસ્પીટલના ડોકટરને જગાડી જોઈતી દવા મેળવી સાડા છ વાગે બસમાં ચઢી બેઠાં જય બદરીવિશાલની ઘોષણા સાથે બસ ઊપડી પણ થોડુ ક જતાં નાકા પર કોલેરાની રસી બાબત સરકારી તપાસ થતી હોવાથી કઇંક રોકાવું પડયું અમારી સાથે લાવેલા સર્ટિફીકેટ બતાવી આગળ વધ્યા, ને અહીંથી અમારી પહાડ પર્વતની મુસાફરી શરૂ થઈ 'મુનિ કી રેતી' આગળથી અમારી બસ પહાડ પર ચઢવા લાગી અને થોડાક વળાક અને વધુ ચઢાઇ સાથે ડુ ગરની ધાર પર આવી પહોચ્યા જ્યાથી હૃષીકેશ, ગંગાનદી ને આસપાસનો પ્રદેશ ઊ ડે ઊતરતો દૂર દૂર જવા લાગ્યો કુદકે ને ભૂસકે ઉપર ચઢતી એક ડુગર પરથી બીજા ડુંગરપર જતી અમારી બસ ધીમેધીમે લગભગ બે હજાર ફૂટ ઊંચે ચઢી આવી હતી કેટલોક સમય હૃષીકેશ થોડીથોડી વારે દૂર દૂર દેખાતુ રહ્યું અને છેવટે કુદરતની અગાધ સુદરતામા અલોપ થઈ ગયુ

આશરે સાત માઈલ કાપ્યા પછી નરેન્દ્રનગરના શ્વેત મકાનો દૂરથી નજરે પડવા લાગ્યા, અને ધીમેધીમે અમે નરેન્દ્રનગર તરફ ઘસડાવા લાગ્યા લગભગ આઠ વાગે અમે ૨૫૦૦ ફૂટ ઊચે નરેન્દ્ર-નગર પર આવી પહોચ્યા આ ગામ કેટલાક વર્ષોપર ટહેરીના રાજવીઓએ બધાવ્યુ હતું અને ઉનાળામા રાજ્યનો કારભાર અહીંથી જ થતો. અહીં પહાડની ટોચ પર રાજાનો મહેલ, રાજ્યની કચેરી, ઇસ્પિતાલ, પોલીસ થાણુ તેમજ નાનું બજાર છે રસ્તો સાકડો અને ઘણો ખરાબ હોવાથી વાહન વ્યવહાર એક તરફી છે અને અમુક સમય બસને અહીં રોકાવું પડે છે

આગલ ચાલતા સીધુ ચઢાણ શરૂ થયુ અને એક મોટા પર્વ-તની ધાર પર અમારી બસ ઊચે ચઢવા લાગી રસ્તો ઘણો સાકડો અને ભય કર હતો ને કેટલેક ઠેકાણે સખત વળાક લેવા પડતા હતા

ખીણ તરફની રસ્તાની ધાર નરમ માટીની હોવાથી અમની અવર-જવરથી ટૂટી ગયેલો રસ્તો અનેક ઠેકાણે પત્થરો ગોઠવી ટકાવી રાખેલો હતો. પર્વત પરના ઝરણાં ને વનસ્પતિ, ડુંગરપર કરેલી ખેતી ને કુદરતી દૃશ્યો મનને આનંદ આપતાં હતાં પણ આટલી બધી ઊંચાઈ પરથી ઠેઠ નીચે દૃષ્ટિ પહોંચતી ન હતી. ઘડીઘડી વળાક લેતી બસના પૈડાં કેટલીક વાર રસ્તાની કિનારથી ચાર પાંચ આંગળ વેગળા રહેતા બીકથી અમારો શ્વાસ અદ્ધર થઈ જતો અને નીચે ખીણમાં પટકાઈ પડવાની કલ્પનાથી તમ્મર આવી જતાં. નરેન્દ્રનગરથી લગભગ ચાર માઈલનો ઘણો ખરાબ રસ્તો ચઢી અમે આશરે ૫૦૦૦ ફૂટની ઊંચાઈપર આગળ વધવા લાગ્યા. ઠંડી હવાનો સ્પર્શ થતા આસપાસ ઊંચા પર્વતના શિખરો દેખાવા લાગ્યા. ખીણમાં ઊંડે નાનાં ગામડા થોડાક ઘરો અને ઢોળાવ પર ચરતી ગાય ભેંસો નજરે પડતા હતા એક તરફ કુદરતી સૌંદર્ય અને બીજી તરફ દેશ પરદેશના ખરાબ માર્ગોને ભૂલાવી દે તેવો ભયંકર રસ્તો ઘડી ઘડી હૃદયના ધબકાર બંધ કરી દેતો હતો એક કલાકની આવી મુસાફરી બાદ આશરે નવ વાગે આગરાખાલના ગેટ પર આવી પહોંચ્યા. અહીં આવતી જતી ગાડીઓ એક બીજાને માર્ગ આપવા ભેગી થઈ હતી બે ચાર દુકાનોપર ગરમ ને ઠંડા પીણાઓ મળતાં હતાં પણ અમારા લસ્સીના ઓરડરથી દુકાનપરનો માલનો જથ્થો ખલાસ થઈ ગયો અને ભેગાં મળી બધા આજુબાજુના દૃશ્યો જોવામાં મશગુલ થયા અહીંથી પશ્ચિમમાં થોડાક માઈલ પર મસુરી આવેલુ છે. દિવસના તડકો, તેજ ને ધુમ્મસને લીધે કાંઈ નજરે પડતું નથી પણ કહેવાય છે કે રાત્રે મસુરી પરની રોશની ચોકખી નજરે પડે છે આગરાખાલ પર અમે લગભગ ૩૫૦૦ ફૂટની ઊંચાઈ પર ઊતરી પડ્યા હતા

આગળ ચાલતા પાછી પર્વતની ધારપર મુસાફરી શરૂ થઇ. પર્વતો વચ્ચેની ખીણુમાં સુકાયેલાં ઝરણાં સાથે હવે એક થોડા પાણી સાથે વહેતી નદી દૃષ્ટિએ પડી અને તપાસ કરતાં તેનુ નામ નાગણી જણાયુ ઊંચા પર્વતો વચ્ચે નાગણી ખરેખર સર્પાકારે વહેતી હતી અને ડુંગર પરના અનેક ઝરણા તેને આવી મળતા હતા અમારી બસ એક પછી એક પર્વત વટાવતી આગળ ધપી રહી હતી કેટલીક વાર બસ પર્વતની ધાર પરથી નીચે ખીણુમા ઊતરી પડતી અને નદી કે ઝરણાનો પૂલ વટાવી બીજા પર્વત પર ચઢી જતી ઝડપથી આગળ વધતા સામેના પહાડ પરનો રસ્તો પર્વતની કેડ પરના કંદોરા જેવો લાગતો હતો, હવે રસ્તાપર અનેક ઠેકાણે ઠંડા પાણીના ઝરણા નજરે પડતા હતા આવા એકાદ ઝરણા આગળ બસ થોભતી, ક્લીનર નીચે ઊતરી બસનુ હૃદય ઠારતો અને મુસાફરે ધૂળ ખખેરી, મોઢું ધોઈ, તૃષા શાંત કરી સ્વસ્થ થતા આસપાસના પ્રદેશમા ડાંગરની ખેતી જણાતી હતી ડુંગરના ઢોળાવપર પગથીયા જેવા સપાટ ટુકડાઓપર ઝરણામાથી પાણી લઈ પહાડી લોકો ડાંગર ઉગાડતા હતા કેટલીક જગાએ ઝરણાના પાણીથી ચાલતી લોટ દળવાની ઘંટી નજરે પડતી હતી કોઈકવાર પહોળી ને કોઈવાર સાકડી ખીણુમા થઈ ખડકો ને પત્થરો સાથે અફળાઈ અવાજ કરતી નાગણી મંદ ગતિએ વહી મનોહર લાગતી હતી આશરે સાડાદશ વાગે બસનો કાફલો નાગણી ગામ પર આવી પહોચ્યો. નાગણી પર્વતની ખીણુમા આવેલુ નાનુ ગામડું છે ગામમા થોડાક ઝુંપડા અને ગરીબ લોકોની વસ્તી છે અને આવતા જતા મુસાફરો માટે ચાહાપાણી ને નાસ્તા કરવા થોડી દુકાનો છે દુકાનોમા ચહા, દૂધ, ચણા, મગફળી ને બાફેલા બટાટા મળે છે

અહીં મુસાફરીના થાકથી અમે ભૂખ્યા થયા હોવાથી ચહાપાણી નાસ્તો કરી આગળ જવા માટે પાછા તાજા થઈ ગયા

નાગણી છોડતાં અમારી બસ ભડકેલા જનાવર માફક થોડી વારમા પાછી પર્વતની ઊંચાઈ પર ચઢી ગઈ અને આશરે ત્રણ હજાર ફૂટની ઊંચાઈ પર અમારી મજલ શરૂ થઇ. ગઈ કાલના બાળદર્દીની તબિયત આજે સારી હતી ડોકટરના ઇન્જેકશન, બીજા ઉપચાર અને સારવારથી આજે તાવ ઊતરી ગયો હતો અને બધાનો જીવ હેઠો બેઠો હતો. આ વખતે અમે હૃષીકેશથી લગભગ ૩૫ માઈલ આવી પહોચ્યા હતા.

પર્વતોની હારમાળા એકીટશે જોતા, કોઈવાર ગભરાતા તો કોઇવાર આનંદ પામતાં, કઇક ટોળટપ્પા કરતાં તો કોઈવાર ઝોકાં પર ચઢી જતા બે કલાકે અમે દૂરથી ટહેરીના દર્શન કર્યાં. પુસ્તકોમા ટહેરી વિષે વર્ણનો વાચ્યા હતા અને ટહેરીના રાજાઓના વૈભવની વાતો સાભળી હતી પણ આજે તો ટહેરી પ્રત્યક્ષ જોવા મળ્યું ઊંચા પર્વતો વચ્ચે નાના બાળક માફક ગોદમાં લપાઈને બેઠેલુ નાનું પણ સુંદર ટહેરી દૂરથી નજરે પડયું. એનો કુદરતી દેખાવ અને પર્વતો વચ્ચેનુ સ્થાન યુરોપના કોઈ સૌંદર્યધામ કે અમેરીકાના કોઈક સુદર ગામડાની યાદ આપતું હતું. અમારે ટહેરી જવાનું ન હોવાથી અમે ધરાસુ જવાના રસ્તા તરફ વળ્યા.

થોડે દૂર આગળ જતા ઊંચી ભેખડ પરથી પહેલી જ વાર ભાગીરથીના દર્શન થયા. ઊચા ભૂખરા પર્વતો વચ્ચે ઘેરા લીલા રંગના પાણીથી શાતરૂપે વહેતી ભાગીરથી કોઈ ગંભીર સ્વભાવની ગૃહિણી જેવી લાગી હવે અમારી બસ ભાગીરથીની દિશામા પર્વતની ધારે કોઈક વાર ૭૦૦ થી ૧૫૦૦ ફૂટ ઊંચે તો કોઈવાર નદીના

પાણીથી સહેજ ઊંચે સમાંતરે પસાર થતી હતી. નદીમાંના ખડકો માર્ગમાં અવરોધ ખડો કરી સ્વચ્છ લીલા પાણીને સફેદ રૂના ઢગલા જેવું બનાવી ઘેરો ગંભીર અવાજ કરતા હતા.

પહાડ પરનો રસ્તો હજી પણ ભયંકર અને અકસ્માત થાય તેવો હતો. અનુભવી અને ચાલાક બસ ડ્રાઈવરની હોશિયારીથી અમે કલાકના દસ માઈલની ઝડપે આગળ વધતા હતા ઊંચા પર્વતની ધારપર કોઈવાર ખડકનો કઠણ રસ્તો, કેટલીક વાર મ્હેટના ખડકો તો કોઈવાર પીળી પોચી માટી બસના ખટારાનુ વજન સહન કરતા હતા. વરસાદ અને હવાના ઘસારાને લીધે રસ્તાની માટી ઘસીને નીચે વહેતી નદી તરફ સરી રહી હતી. ફકત પત્થરોના ટેકા રસ્તાના સ્વરૂપને મુશ્કેલીએ જાળવી રહ્યા હતા.

પર્વતની ઊંચી લેખડ પરથી ૧૫૦૦ ફૂટ નીચે વહેતી નદી તરફ નજર નાંખતાં કમકમાં આવી જતા અને સાકડા રસ્તાપર આખા વતુંલમા ચકાવો લેતી બસ કયારે નીચે જઈ પડશે એ વિચારે ઇશ્વરના અસ્તિત્વમાં માનવા મન પ્રેરાતું

હવે ભાગીરથી અમને ધરાસુનો માર્ગ બતાવતી હતી ટહેરી સુધીની ૫૦ માઈલની મુસાફરી બાદ અત્યારે ટહેરીથી ૧૫ માઈલ દૂર આવેલા ભલડીયાના આવી પહોચ્યા અહીં ધર્મશાળા અને ચટ્ટીના દર્શન થયા, અને થોડે દૂર રસ્તામા ડાક બંગલો દેખાયો એક ઠેકાણે રસ્તામા ચઢાણ ચઢતા અમારી આગળની બસ અટકી પડી પછી ભજનો શરૂ થયા અને "ભગવાન કિનારેસે લગાદે મેરી નૈયા" વિગેરે ભગવાનને પ્રાર્થના થઈ થોડીવારે પ્રાર્થના સંભળાઈ અને બસનો કાફલો આગળ વધ્યો છામ આવતા ઝરણાના

ઠંડા જળથી મોઢું ધોઈ, પાણી પી ઠંડા થયા અને બસમાં બેસી આગળ વધ્યા

કેટલેક ઠેકાણે પુલ બંધાતા હોવાથી બસને ઊંચાઈ પરથી ખીણમા નીચે ઊતરી ઝરણામાં થઈ સામેના સીધા પહાડપર ચડતા ઘણું મુશ્કેલ પડતું અને કોઈવાર તો બસ ઉપર ચઢી શકશે કે કેમ તે વિશે શંકા ઉદ્‌ભવતી થોડી ચઢઊતરની મજલ બાદ અમે સપાટ પ્રદેશમાં આવી પહોંચ્યા ને અહીંથી ધરાસુ ફક્ત દશ માઈલ બાકી હતું. વચ્ચે આવતી સ્વામી રામતીર્થની તપોભૂમિ એમનુ શાંત, સુંદર અને તેજસ્વી સ્વરૂપની યાદ દેવડાવી ગઈ.

મુસાફરીથી થાકેલા, ધૂળથી આખે શરીરે છવાઇને ભૂખરા બાવા જેવા થઈ ગયેલા, તદ્દન કંટાળી ગયેલા અમે ૭૭ માઈલનો પથ કાપી લગભગ બપોરે ચાર વાગે ધરાસુ આવી પહોંચ્યા. ધરાસુ માટે સાધારણ નજીવી કલ્પના હતી પણ જ્યારે બસ વળાંક લઈ ધરાસુ સમીપ આવી ત્યારે ધરાસુનુ મનોરમ્ય દૃશ્ય દૃષ્ટિગોચર થયુ. ચારે તરફ પહાડો વચ્ચે ભાગીરથી પત્થરો અને ખડકો વચ્ચે થઈ શ્વેત પાણીના ઢગ ઉડાડતી વેગથી વહી રહી હતી એને કિનારે ખડકો પર સ્લેટના છાપરાવાળા થોડા ઘરો બાંધેલા હતા. એક બાજુ વડના મોટા ઝાડ પાસે બાબા શ્રી કાલી કમલી વાળાની નાની ધર્મશાળા અને થોડી અનાજ, ચા–પાણી તેમ જ પરચુરણ વસ્તુઓની દુકાનો હતી. ડુંગરોમાથી વહેતા નિર્મળ જળના ઝરા પત્થરોમા થઈ ભાગીરથીમા ધસી રહ્યા હતા થોડે છેટે ઊંચે ખડકપર ડાક બંગલો ગગનમા ગોખ જેવો આખા ધરાસુ પર દૃષ્ટિપાત કરી રહ્યો હતો.

બસમાથી ઊતરી તપાસ કરતાં જણાયુ કે આગળથી આવેલા બધા મુસાફરોથી બધી જગા ચિકાર ભરાઈ ગઈ હોવાથી અમારા

ચાલીસ માણસના સંઘને રહેવા માટે કોઈ સ્થાન ન હતું. આગળથી ખબર આવ્યા હોવાથી શ્રી કાલી કમલીવાલાની ધર્મશાળામાં એક નાની ઓરડી મહામુશ્કેલીએ સાચવી રાખવામાં આવી હતી. ઓરડીનો કબજો લઈ તેમાં થોડો સામાન મુકાવ્યો અને આજુબાજુના દુકાનદારોને સમજાવી માંડમાંડ બે ઓરડી અને બીજી થોડી જગા મેળવી. ધર્મશાળાની બાજુની ઓરડીમાં રસોઈ માટે વ્યવસ્થા કરી અને સાથે લીધેલા સામાનમાંથી જરૂર પૂરતી વસ્તુઓ કાઢી બાકીની દુકાનોમાંથી ખરીદી રસોડામાં ગરગી આણી અહીંની દુકાનોમાં ચા, દૂધ, ઘી, ઘઉંનો લોટ, ચોખા, મગની, અડદની અને મસુરની દાળ, ખાંડ, ગોળ, સરસીયુ તેલ, સન લાઈટ સાબુ, મીઠું, મરચુ ને હળદર તેમજ રસોઈ માટે લાકડાં અને કોઇ વાર બત્તી માટે કેરોસીન મળે છે. દૂધને માટે આગળથી જણાવતાં સવારે ને સાંજે જરૂર પૂરતું મળી શકે છે.

મળેલી જગામાં બધો સામાન વ્યવસ્થિત ગોઠવી બધા નદીપર સ્નાન કરવા ગયા. શીતળ જળમાં સ્નાન કરી તાજા થયા અને આખા દીવસના મેલાં કપડાં ધોઈ પાછા ફરતાં સાંજ પડી. એ દરમ્યાન ખીચડી તૈયાર થઈ ગઇ હતી પાસેના દુકાનદાર કનેથી પાટિયાં લાવી સાથે બીજા પાથરણા બિછાવી ખુલ્લામાં થાળી, વાડકા મુકી જમવા બેઠા. અંધારું થવા આવ્યુ હતું, દિવસના અજવાળામાં અને થોડા બત્તીના પ્રકાશમાં ભોજન સમાપ્ત કર્યું, અને તૃપ્ત થઈ સાંકડી જગામાં ગમે તેમ સમાઇને બેઠા. આજથી અમારો ખરો પ્રવાસ શરૂ થયો હતો, સાથે સુખ અને દુઃખ પણ સાથી રૂપે હતા. હિમાલયના પહાડોમાં સંપૂર્ણ સગવડ મેળવવી મુશ્કેલ છે પણ કુદરતની સુંદરતામાં દુઃખ ને અગવડ ભૂલવામાં અને ભક્તિ શ્રદ્ધાથી

બધુ નિભાવી લેવામાં યાત્રાનો ખરો આનંદ છે. જગા ઘણી થોડી હોવાથી સુવા માટે વ્યવસ્થા કરવી ઘણી મુશ્કેલ હતી, તેમ છતાં ઓરડીઓ, ખુલ્લામાં અને કેટલીક બસની બેઠકોપર જ્યા જગા મળી ત્યા ગમે તેમ કરી રાત્રી પસાર કરી.

રવિવાર તા. ૧૮-૫-૫૨. ધરાસુ.

દુકાનદારોના ચૂલાની ધુણીથી તેમજ પહાડની સાધારણ ઠંડીથી રાત્રે મોડે સુધી ઊંઘ આવી ન હતી, પણ સવારે પાચ વાગે આગળ જતા યાત્રિઓના કોલાહલ અને "બદરી વિશાલની જે"ના અવાજથી અમારી આંખો ખુલી ગઈ. નદીપર જઈ દાતણ કરી દુકાનમાંથી ચા પી લીધી

હરદ્વારથી નીકળ્યા ત્યારે અમારા પરિવારમાં થોડાક માણસોનો વધારો થયો હતો. કેદારનાથના પંડ્યા શ્રી ટીકા પ્રસાદજી અમારી સાથે ઠેઠ મુબઈથી જોડાયા હતા, અને હરદ્વારથી અમારી સગવડ ખાતર એમનો અનુભવી માણસ લીલાનદને સાથે લઈ લીધો હતો બદરીનાથના ગોર શ્રી રામપ્રસાદનો માણસ ગબરસીંગ અમારી તહેનાતમા હાજર હતો અને શ્રી ચક્રધર શાસ્ત્રીનો જાણકાર માણસ ગોકુલજી સાથમા જોડાયો હતો આ ઉપરાત જમનોત્રીના ગોર અને ગંગોત્રીના પડ્યા શ્રી જીવાનંદ અમારી સાથે હતા

હૃષીકેશમા નક્કી કરેલા મજૂરો થોડા દિવસ આગાઉથી ડાળીઓ સહિત ધરાસુ જવા રવાના થયા હતા, પણ બાકીના થોડાક અમારા સામાનની વ્યવસ્થા કરવા અમારી સાથે રહ્યા હતા હૃષીકેશથી ઊપડ્યા ત્યારે બે મોટરબસ સામાન અને માણસોથી ચીકાર ભરાઈ જવાથી સાથેના મજૂરોને એક દિવસ વધુ રોકાઈ જવુ પડ્યુ

અમારી ડાળીઓ ગઈ કાલની આવીને ઝાડ નીચે અને ચોગાનમાં પડી હતી. ઊંચકનારા ગઢવાલી મજૂરો ગમે ત્યાં જગા શોધી પોતાના વ્યવસાયમાં મશગુલ હતાં. બાકી રહેલા નેપાળી મજૂરો બપોરે આવવાના હોવાથી આખો દિવસ અહીં રોકાઈ આરામ કરવાનો હતો.

દિવસ ચઢતાં ધર્મશાળામાંના સઘળાં માણસો આગળ ચાલી નીકળ્યા હોવાથી વધુ જગાનો અમે કબજો લીધો અને નિરાંતે નહાવા ધોવાનુ પતાવવા નદીપર ગયા. અહીં એક ભાઈનુ કાંડા ઘડિયાલ પટો તૂટવાથી વેગથી વહેતા જલપ્રવાહમાં પડયુ અને ઘડીભરમા અદૃશ્ય થયુ. જમીને પરવારતાં બપોર થયા, આવતી કાલે આગેકૂચ કરવાની હોવાથી સાથે રાખવાનો અને મજુરને સોપવાનો સામાન જુદો કરવાની ધમાલમાં પડયા. બપોરની બસમા જંગબહાદુર, ધનવીર વિગેરે પાછળ રહી ગયેલા નેપાળી બહાદુરો આવી પહોચ્યા. આવતી કાલે જવાનુ નક્કી થવાથી હવે પછીના મુકામ પર ખાવાપીવાની તેમજ રાતવાસો રહેવાની જગા માટે સગવડ કરવા જમનોત્રીના ગોર તથા શ્રી જીવાનંદને બપોરના રવાના કર્યા આગળથી માણસ મોકલી સગવડ કરવાની પ્રથા અહીં 'લેન દોરી' તરીકે ઓળખાય છે.

સામાન વિષે વ્યવસ્થા કરવામા બપોર પસાર થઈ ગઈ અને સાંજ પડતા ડોળી બાબત ચોખવટ કરવા નદી કિનારે મેદાનમા પડેલી ડાળીઓમા અડ્ડો જમાવ્યો. છબી પડાવતા હોય તેમ દરેક જણુ પોતાની ડાળીમાં બેઠા અને બાકી વધેલા, પોતાના ભાગીદારો શોધી તેની બાજુમા ઊભા રહ્યા. થોડીવાર ડોળીનુ નાટક ભજવાઈ રહ્યું અને ઠીક મજા પડી.

રાત્રીનો અ ધાર પ઼ અવની પર ધીરેધીરે છવાઈ રહ્યો હતો દૂરથી પાછા ફરેલા પ ખીઓ પોતાના માળામા પહોચવા આમથી તેમ ઊડી રહ્યા હતા ગઈ કાલના ઉજાગરાથી થાકેલા અને આવતી કાલે વહેલા ઊઠવાની ચિંતામા સૌ સારી જગા શોધી પોતાના બિસ્તરા પાથરવામા મશગુલ થયા સાથે આવેલા માણસો પીવાનુ પાણી ભરીને મૂકી ગયા, દિવસની છેવ઼ની પ્રસાદીમા ચહા, પાણી કે દૂધ આરોગી બધા પોતાની પથારીમા પડ્યા અને થોડીવારમા સુધબુધ ખોઈ કોઈ બીજી દુનિયામા વિહરવા લાગ્યા

સોમવાર તા. ૧૯-૫-૫૨

ધરાસુથી સિવ કચારી ૧૪ માઈલ

સવારના ચાર વાગે ઊઠી બધા તૈયાર થયા થોડાક જુવાનિયાઓને સવારની ઠ ડીમા પથારી છોડતા ક ટાળો આવ્યો પણ નાના બાળકો તો ઉઠાડતા રડવા લાગ્યા બધાને ગમે તેમ સમજાવી ચહા દૂધ પાઈ ટ઼ગર કરી બિસ્તરા, થેલા વિગેરે મોટો સામાન મજૂરોને સોપી દીધો અને સાથે રાખવાના થોડા સામાન સાથે ડાંડીમા જઈને બેઠા આજે પહેલી વાર ડાળી ઊ ચકનારા ગઢવાલી મજૂરો સાથે અમારે ઓળખાણ થઈ આ મજૂરો મોટે ભાગે પહાડી અને ક્ષત્રિય જાતિના હોવાથી તેમના નામ અમરસીંગ, કાલુસીંગ વિગેરે હોય છે ખાસ કરીને તેમનો ધ ધો ખેતીનો હોવાથી વર્ષનો મોટો ભાગ ખેતરના કામમા પૂરો થાય છે પણ કોઈકવાર કોઈ શ્રીમ ત યાત્રાળુને મજૂરની જરૂર પડે તો આ લોકો એજન્સી મારફત ડાળી ઉઠાવી થોડી કમાણી કરી લે છે

આશરે સવા છ વાગે એકવીશ ડાળી અને સત્તાવીશ મજૂર સાથે ઉપડવા તૈયાર થયા અને જય બદરીવિશાલની ઘોષણા સાથે

ધરાસુ છોડયુ ચાલનારી ટોળી સૌથી આગળ નીકળી, ત્યાર પછી ડોલીમાં બેસનારા અને સૌથી છેલ્લા મજુરો ચાલ્યા. શરૂઆતમા ડોળીવાળાઓએ વજનદાર માણસો ઊંચકવા માટે વધુ માણસોની માગણી કરી અને ડોળીઓ ઊંચકવા આનાકાની કરી પણ તેમને સમજાવતાં ડોળી ઊંચકી ચાલવાનું શરૂ કર્યું.

સવારની ઠંડી હવામા નિર્મળ ઝરણા વટાવતાં ડુંગરપર ચઢવાનુ શરૂ કર્યું ડોળીમાં બેસનાર ગરમ કપડા પહેરી શાલ ઓઢી ઠંડીથી બચવા લપાઈને બેઠા અને ડોળીવાળા આગળ જવા માટે એકબીજા સાથે હરીફાઈ કરવા લાગ્યા થોડેક ચાલતા ધરાસુ ડુંગરોની પાછળ જમીનમાં ગરક થઈ ગયું, આજુબાજુ ઊંચા પર્વતો દેખાવા લાગ્યા અને સખત ઊંચે ચડવાનો રસ્તો આવ્યો મહેલાઇથી ચાલતા બધાને શ્રમ પડવા લાગ્યો ને થોડીવારમા બધા હાફી ઊઠયા હવે અમે દરિયાની સપાટીથી આશરે ૫૦૦૦ ફૂટની ઉંચાઈપર ચઢયા હોઈએ એમ લાગ્યું.

ઠંડો પવન અને કુદરતી દ્રશ્યોને લીધે થોડીવારમા થાક ભૂલી ગયા ડુંગરની ધાર પરનો રસ્તો શરૂ થયો અને ધીમેધીમે થોડુ નીચે ઊતરવા લાગ્યા ત્યારપછી સાધારણ ચડઊતર કરતા અમે એક પછી એક ડુંગર વટાવતા આગળ વધવા લાગ્યા

રસ્તામા આસપાસ રહેતા ખેડૂતોના બાળકો સફળ યાત્રા ઈચ્છતા સુઈધાગા, ટીકા અને પૈસાની માગણી કરતા અનેક ઠેકાણે સામા મળતા હતા. કેટલેક ઠેકાણે નાકમા મોટી વાળી પહેરેલી સ્ત્રીઓ તેમ જ બાલિકાઓ પુરુષોને જોઈ શરમાઈ જઈ માતાજીઓ પાસે કઈક માગતી, અને કેટલીક અવનવા યાત્રિઓને જોઈ આનંદ પામતી અહીંની ઠંડી આબોહવાને લીધે બાળકો ને સ્ત્રીઓના ગાલ

લાલ રતુમડા દેખાતા અને રાખોડી તેમ જ ભૂખરા રંગનો પોષાક એમના સૌંદર્યમાં વધારો કરતો. અહીંનો ખેડૂતવર્ગ ઘણો ગરીબ અને નરમ છે. ઝરણાંના પાણીથી ખેતી કરી જંગલમાંથી ઘાસ અને લાકડાં કાપી પોતાનું ગુજરાન ચલાવે છે. નાનાં બાળકો પાસેના ગામની પ્રાથમિક શાળામાં જાય છે ને સાત આઠ વર્ષની છોકરીઓને નાની વયમાં જ પરણાવી દેવામાં આવેછે.

આગળ વધતાં મારવાડી, ગુજરાતી તેમજ ઉત્તરપ્રદેશ ને પંજાબના રહેવાસી અનેક યાત્રાળુઓ રસ્તામાં મળવા લાગ્યા કેટલાક રસ્તામાં ઝરણું આવતાં ભાથું છોડી નાસ્તો કરવા બેસી પડતા, કોઈ ચાલતાં થાકી જતાં ઝાડનો છાંયડો શોધી માર્ગમાં આરામ કરતાં. અમારી સાથે ભેગા મળતાં અમારા ગામઠામ તેમજ જવાના સ્થાન વિષે પૂછપરછ કરી સંતોષ માનતાં અને અમને ચાલતાં જોઈ વિસ્મય પામતાં

તડકો ધીમેધીમે ચઢી રહ્યો હતો. સવારની ઠંડી ઊડી જઈ તાપ લાગતો હતો. રસ્તામાં થાક ખાતાં, ખિસ્સામાં ભરેલો સૂકો મેવો ચાવતા ફરલાંગો ગણી માઈલો વટાવતા હતા. આશરે નવ વાગે કલ્યાણી આવી પહોંચ્યા. ચટ્ટીમાં ચહા દૂધ મળતા હોવાથી થોડાક પેટમાં પધરાવી આગળ વધ્યા. પંથ એક સરખો કપાતો જતો હતો રસ્તામાં ચીડના ઝાડ મોટે ભાગે દેખાતાં હતાં. ઘણીવાર તમરાં જેવા જીવડાં ચીડના ઝાડપર બેસી એક સરખો અવાજ કરતા હતા. કેટલીકવાર કોયલ જેવું પક્ષી અદૃશ્ય રહી ટહુકા કરતું હતું. વિસામો લેતાં, ઝરણાંનાં સૌંદર્ય નિરખતાં, ચીડના પાનની સળીઓ પરથી પસાર થતાં લગભગ અગીયાર વાગે ભરમખાલા આવી પહોંચ્યા.

થોડે દૂર રસ્તામાં એક મારવાડી બાઈને ઠેસ વાગવાથી પડી ગઈ હતી અને પગમાં લાગ્યું હોવાથી પગ પકડીને રડી રહી હતી સાથેના માણસો આગળ જતાં રહ્યાં હતાં. એને થોડું આશ્વાસન આપી પાસેની ચટ્ટીપર આવી પહોંચવા કહી અમે ચટ્ટીની ઓરડીમાં પહોંચી વિસામો ખાવા બેઠા અહિનાં સ્થાનિક દુકાનદારોએ યાત્રિઓને ઊતરવા ૧૫×૧૫ ફૂટની આશરે સાત આઠ ઓરડીઓ રાખી હતી. દરેક ઓરડીમાં એક સાંકડું બારણું અને નાની બારી સિવાય હવા અજવાળા માટે માર્ગ ન હતો. દુકાનમાં ચહા, દૂધ, ઘઉંનો લોટ, ચોખા, દાલ વિગેરે ભોજન બનાવવાની સામગ્રી મળતી હતી. અમારે આગળ જવાનું હોવાથી અમે ફક્ત ચા–દૂધ લઈ સંતોષ માન્યો અમારી સાથે બીજા ઘણા યાત્રિઓ હતા પણ ઓરડીઓમાં રહેવાની સગવડ ન મળવાથી બાજુના ચોતરા, ઘટાદાર ઝાડ અને દુકાનદારની ઓસરીમાં પડાવ નાંખી પડ્યા હતા.

બપોરનો સખત તાપ લાગતો હતો. છાપરાં નીચે, વૃક્ષોની ઘટામાં ને છાંયડામાં લોકો આરામ કરી રહ્યા હતા. અમને મળેલી ઓરડીમાં બે કલાક વિસામો કરી તાજા થયા. રાત પહેલાં અહીંથી પાંચ માઈલ પર આવેલી સિલકયારી ચટ્ટીપર પહોંચવાનુ હોવાથી બપોરના એક વાગે થોડાક માણસોએ પ્રયાણ આરંભ્યું.

તાજો આરામ કર્યો હોવાથી શરૂઆતમાં કંઈ અસર ન થઈ પણ થોડી વાર પછી સખત તાપ લાગવા માંડ્યો, નાના બાળકો અને કુમળાં શરીરો લાલ થઈ ગયાં, કંઠે પાણીનો શોષ પડવા લાગ્યો અને ગમે તેમ કરી માર્ગ કાપવા લાગ્યા. ચાલતાં કંટાળો આવતો હતો, પહેલે દિવસે સતત ચાલવાથી થાક લાગ્યો હતો અને તાપ તેમાં ઉમેરો કરતો હતો. વચમાં નાની ચટ્ટી આવતાં ઠંડું પાણી પી તૃષા શાંત કરતાં.

રસ્તામા ચીડના વન આવતા હતા વૃક્ષોમા થઈ વાતો પવન એરોપ્લેન જેવો વિચિત્ર અવાજ કરતો હતો ક્રાઈક મોગ ઝાડના છાયડામા આરામ કરતા, પીપરમીટનો રસ ચૂસતા, કોઈ સારી જગામા થોડુ લેટીને થાક ઉતારતા, ધીમે ધીમે આગળ વધતા અમને સાજે પાચ વાગે સિલકચારી ચટ્ટીનો કૂકડો સભળાયો થોડી વારમા આગળથી આવેલા અમાન માણસો નજરે પડયા અને અમને આવકાર આપી બાબા કાલીકમલીવાળાની ધર્મશાળામા લઈ ગયા

એક ઊચા ટેકરાપર આ ધર્મશાળા આવેલી છે બાજુમા ચહા દૂધ તેમજ ભોજન સામગ્રી વેચતી થોડી દુકાનો છે દુકાનમા ઘઉનો લોટ, ચોખા, દાલ, ઘી, સરસિયુ તેલ, રસોઈનો મસાલો ઉપરાત સનલાઈટ તેમજ નહાવાના સાબુ, કેનવાસના જોડા, ટોર્ચની બત્તી, નાના બચ્ચાના ઝભલા અને થોડાક ધોતી જોડા ને સ્ત્રીઓના લૂગડા મળે છે અહીંથી થોડે દૂર નીચે નિર્મળ પાણીનો ઝરો છે પણ ટેકરાપરથી નીચે ઊતરી જ ગલની પગથી પર થઈ પથરાઓ વચ્ચે થઈને પાણી લાવવાનું હોવાથી પાણી વાપરવામા કરકસર કરવી પડે છે ધર્મશાળાનુ મકાન ઘણું ખરુ એક જ ઢબનું બાધેલુ હોય છે મકાન પત્થરનુ પાકુ બાધેલુ, એક માળવાળુ, છાપરા પર પતરા અને તે પર સ્લેટના પત્થરો ગોઠવી દેવામા આવેલા હોય છે મકાનની વચમા પત્થરના પગથિયાનો દાદર અને તેની આજુબાજુ બેકે ત્રણ ઓરડીઓ હોય છે ધર્મશાળાનો વહીવટ કરનાર એક ચોકીદાર અને જમાદાર હોય છે ધર્મશાળા તરફથી પાથરવા માટે જાજમ તેમજ વાસણો મળે છે ધર્મશાળાની પાછળના ભાગમા રસોઈ કરવા માટે જગાની સગવડ રાખેલી હોય છે

આગળ આવેલા માણસોએ ધર્મશાળામાં માળપર જગા રાખી, જાજમ બિછાવી, પાણી ભરી, દૂધ લઈ તૈયારી કરી રાખી હતી. અમારી સાથે આવેલા ભટ કંઈક વહેલા આવી રસોઈનો આરંભ કરી દીધો હતો. સાંજ પડી ગઈ હતી, પુરુષો થાકી ગયા હોવાથી અમે થોડો આરામ લઈ, ઝરણાંના પાણીથી હાથ, મોઢું ધોઈ સ્વસ્થ થયા અને ભોજન તૈયાર થતાં થોડુંક જમી આડા પડ્યા. આ તરફ માખીનું જોર વિશેષ જણાય છે.

ધર્મશાળા આગળના ચોગાનમાં ડોળીઓની હાર પડેલી હતી. મજૂરો પોતપોતાની વ્યવસ્થા કરવામાં પડ્યા હતા. યાત્રાળુઓના ચૂલાઓ નાનામોટા ભડકાઓથી શોભી રહ્યા હતા. ધુમાડાની આછી સેર રોટલા શેકાવાની મીઠી સુગંધ સાથે મળી વાતાવરણમાં ઘુમી રહી હતી. રાત પડવાની તૈયારીમાં હતી. ચોગાનમાં ગરુડજીનો પ્રસાદ વહેંચાતો હતો. આખા દિવસના કાર્યક્રમથી પરવારી યાત્રિઓ આનંદથી લટાર મારી રહ્યાં હતાં.

હિમાલયના પ્રવાસમાં રોજ સાંજે ગરુડજીને પ્રસાદ ધરાવીને બધાને વહેંચવાની પ્રથા છે જેથી કઠિન પર્વતો ચઢવામાં અને લાંબી મુસાફરીમાં ચાલવામાં ગરુડજી સહાય કરે એવી માન્યતા છે.

આખા દિવસનો શ્રમ, સખત તાપ અને પહાડના પાણીથી થોડાંકને તાવ અને ઝાડા થવા લાગ્યા હતા, પણ ડાકટર સાહેબની મદદથી જલદીથી સારું થઈ જવાની આશા હતી. અમારી સાથે ડાકટર હોવાની ખબર મળતાં યાત્રિઓ, મજૂર તેમજ સ્થાનિક રહેવાસીઓ દવા લેવા માટે આવતાં અને થોડીઘણી દવા લઈ સંતોષ માનતાં.

બધાં થાકી ગયાં હતાં, થોડાક માંદા પડ્યા હતા છતા આવતી કાલે અહીં ન થોભતાં આગળ જવાનો વિચાર કરી સૌ પોતપોતાના બિછાનાગાં પડ્યા.

મંગળવાર તા. ૨૦-૫-૫૨

સિલકયારીથી ગંગાણી ૧૧ માઇલ

સવારના વહેલા ઊઠી ચા-પાણી કરી તૈયાર થયા ગઈકાલના દર્દીઓમાંથી મોટાભાગના સારા થઈ ગયા હતા પણ એક બે જણાને હજી તાવ અને ઝાડા ચાલુ હતા. મજૂરોને સામાન આપી, દુકાનદારના બીલ ચૂકવી, ડાળીમાં બેસી આગળ વધવાનું શરૂ કર્યું. ડાળીવાળાઓમા, હલકો તેમજ ભારી બોજ ઊંચકવા સંબંધમાં હજી કચવાટ હતો કેટલાક ખંધઈથી હલકો બોજ ઉપાડી કયારના નીકળી ચૂકયા હતા, એટલે પાછળ રહેનારને વજનદાર ડાળી ઉપાડવાની હતી. માંદા માણસોને ડાળીમા બેસાડી ઓઢાડી રવાના કર્યા.

આજે શરૂઆતથી જ રસ્તો ઘણો કઠિન હતો. એકંદર સીધુ ચઢાણ હોવાથી યાત્રિઓ, મજૂર ને ડંડીવાળાઓ હાફી ઊઠતા હતા અને થોડે અંતરે થોભી વિસામો કરતા હતા. બધા લાકડીઓના ટેકા લેતા ધીમે ડગલે એકધારું ચઢી રહ્યા હતા. રસ્તામાં આજે ઝરણા દેખાતા ન હતાં. ધીમે ધીમે ઉપર ચઢતા રસ્તો ખરાબ આવતો હતો. ડાબા હાથપર ઊંડી ખીણ અને જમણા હાથપર પૂર્વમાં પર્વતની મોટી દીવાલ હોવાથી સૂર્યનો તાપ લાગતો હતો. રસ્તો આશરે ત્રણથી પાંચ ફૂટ પહોળો હતો. કેટલેક ઠેકાણે ચીડ તેમજ બીજા જ ગલી ઝાડની ઘટા આવતી હોવાથી ઠંડક લાગતી હતી

આરતે કદમ ઉપાડતાં પસીનાથી તરબોળ થઈ ગયા હતાં અને ગરમ કપડાં કાઢી નાંખી કંઈક રાહત અનુભવતાં હતા. ધીમે-

ધીમે કરતા આશરે ૪૦૦૦ ફૂટની ઉંચાઈ પર આવતા એક ઠંડા પાણીનુ સ્રોત નજરે પડયુ અહીં અનેક યાત્રિઓ પોતાનુ ભાતું છોડી ગુમાવેલી શક્તિ પાછી મેળવી ગ્યા હતા અમે પણ સવારના સાથે લીધેલી ભાખરી છોડી ઝરણા આગળ બેસી પડ્યા અને થોડુંક ખાઇ તાજા થયા. ચઢવાની શરૂઆત કરતા પહાડના ખડક, સ્લેટના પથરો તેમજ માટી અને રેતાળ રસ્તો વટાવતા હળવેથી પર્વતની ટોચ તરફ જઈ રહ્યા, અને લગભગ સાડા આઠ વાગે પાચ માઈલનુ સીધુ ચઢાણુ ચઢી ૮૦૦૦ ફૂટની ઉચાઈ પર આવી પહોચ્યા આ ચઢાણુ રાડીધારની ચઢાઈના નામે પ્રખ્યાત છે

પર્વતના આ શિખરપર એક બે નાની ઝૂંપડીઓમા દુકાન છે, જેમા સસ્સ દૂધ તથા ગરમ ચહા મળે છે. આસપાસનુ દશ્ય મનોહર લાગે છે બધાએ દૂધ તથા ચહા લઈ તાજગી મેળવી અહીં સુધીનો પ્રદેશ ધગસુની હદમા છે હવે અહીંથી ઉત્તરકાશીની હદ શરૂ થાય છે

થોડીવાર પછી પર્વત ઓળંગી અમે બીજી તરફ ઊતરવા લાગ્યા રસ્તો પત્થર અને માટીવાળો હોવાથી સભાળથી ચાલવું પડતું હતું કેટલેક ઠેકાણે ઘણો સાકડો રસ્તો અને સખત ઉંચાઈને લીધે બિહામણું લાગતું હતુ અનેક ઠેકાણે ચીડના ઝાડ નજરે પડતા હતા આ આખો મુલક ચીડના વનથી ભરપૂર છે અહીંની સરકારને ચીડ તેમજ બીજા લાકડામાથી જગલની સારી આવક છે અહીં કેટલાક ઝાડ ઘણા મોટા અને લગભગ સવાસો ફૂટ ઊચા છે આખો રસ્તો ચીડના ફૂલ અને સળીઓથી છવાયેલો છે કોઇ મહાકાય વૃક્ષો ડુગરના ઢોળાવ પર ગમે તેમ પડેલા નજરે પડતા હતા કેટલેક ઠેકાણે ડુગરનો ખીણ સુધીનો ઢોળાવ મોટામોટા

ચીડના ઝાડથી ભરચક હતો. આમાંના કેટલાક દવ લાગવાથી બળીને કોલસા થઈ ગયા હતા. ચીડના તમરાંનો અવાજ એકધારો કાનમાં ગુંજી રહ્યો હતો.

લાકડીઓના ટેકા લેતા, પથ્થરવાળો રસ્તો ખૂંદતા નીચે ઊતરી રહ્યા હતા. રસ્તામાં લીલા અને ભુરાશ પડતા પથ્થરોના થર અને ખડકો જોવામાં આવતાં હતાં. આ પથ્થરોના ચળકાટ અને રંગ મનોહર હોવાથી તે ટાઈલ્સના મોટા ટુકડાઓ જેવા સુશોભિત લાગતા હતા. ખડકવાળા રસ્તા અને ચીડના સુંદર ઉપવનમાંથી પસાર થતા કલાક પછી અમે ડંડાલ ગાંવ પર આવી પહોચ્યા. અહીં પાણીના એક ઝરણાં આગળ અહીંની રહેવાસી ખેડુત સ્ત્રીઓ ચીડના લાકડામાંથી બનાવેલા વાસણમાં પોતાના કપડાં ધોઈ રહી હતી. અમને ત્યાં આવેલા જોઈ બાજુ ખસી જઈ પાણી પીવા માટે જગા કરી આપી. બાજુની ચહાની દુકાનમાં ચહા તથા દૂધની સારી સગવડ હતી પણ કલાક પહેલાં બધું પતાવી દીધું હોવાથી અમે આગળ વધ્યા. અત્યારે અમે લગભગ ૪૦૦૦ ફૂટની ઊંચાઈ પર હતા. થોડુંક ચાલતાં એક વળાંક આગળ ઘણે દૂર આકાશમાં સફેદ બરફથી છવાયેલું એક પર્વતનુ શિખર નજરે પડયું. યાત્રામાં પહેલીવાર બરફનું શિખર દેખાતાં કુતૂહલથી જોતાં ઊભાં રહ્યાં થોડીવાર ધરાઇને જોયા પછી પાછું ઉતરવાનું શરૂ કર્યું ને ચીડના જંગલમાંથી પસાર થવા લાગ્યા. આજુબાજુના ઘટાદાર લીલાં વૃક્ષો મોટા ઉપવનની યાદ આપતા હતા અને વાતાવરણની ઠંડક મગજને આરામ આપતી હતી

થોડુંક આગળ વધતાં ધોધના ઘુઘવાટા જેવો અવાજ સંભળાયો ને નીચે ઊંડાણમાં નજર નાંખતાં પહેલી વાર જમના !

મૈયાના દર્શન થયાં. મુસાફરી આગળ વધતાં યમુના નદીની સુંદર અને ફળદ્રૂપ ખીણનું મનોહર દૃશ્ય નજરે પડયુ. ઊંચા પર્વતો વચ્ચેથી જમુના નદી ખળખળ કરતી વહેતી ને દૂરદૂર દેખાતાં ગામડાં નાના રમકડાં જેવા ભાસતાં હતાં. લગભગ આઠ માઈલનો પ્રવાસ ખેડયો હોવાથી શરીરમાં શિથિલતા આવી હતી અને સુસ્તી લાગવા માંડી હતી. એટલામાં અચાનક સામે નજર પડતાં એક અલૌકિક દૃશ્ય નજરે પડયું. હિમાલયનો બરફ છવાયેલો પહાડ સૂર્યના તેજમાં ચળકાટ મારી રહ્યો હતો ને સફેદ વાદળાં સાથે એકરૂપ થવા મથી રહ્યો હતો. અમે ત્યાં થોભીને એ દૃશ્ય કેમેરામાં ઝડપી લીધું.

એકાદ માઈલ આગળ ચાલતાં સીમલી ચટ્ટી પર આવી પહોંચ્યા અહીં રસ્તો સુંદર ઝરણાં પરથી પસાર થતો હતો. લાકડાનો પુલ, સફેદ પત્થરના ખડકો અને બાજુમાં વૃક્ષોની ઘટા સ્થળની રમણીયતામાં વધારો કરતી હતી. અમે હવે વધુ સંયમ ન રાખી શકયા અને જોડા કાઢી લાકડી રસ્તામા બાજુ પર મુકી ઝરણાંના ઠંડા જળમા પગ બોળી નિરાતે બેઠા. વૃક્ષોની ઘટામાથી સૂર્યનો તડકો ચળાઈને અમારા પર પડતો હતો ઝરણાનુ સંગીત અને ઠંડા પાણીની જાદુઈ અસરથી અમે દેહની બધી યાતના ભૂલી ગયા ને લગભગ વીસ મિનિટ સુધી કુદરતનો અનોખો આનંદ માણી રહ્યાં. આખરે આગળ જવાનુ યાદ આવતા કમને બહાર આવ્યા ને જોડા પહેરી આગળ વધ્યા હવે બપોર થયા હોવાથી ગંગાણી ચટ્ટીપર પહોચવા બધા અધીરા થઈ ગયા હતા. આખે રસ્તે પૂછતા ને થાકયાના ગાઉ કાપતાં લગભગ સાડાબાર વાગે અમે ગંગાણી ચટ્ટીની ધર્મશાળા પર આવી પહોચ્યા. આગળથી આવેલા લાઈનદોરીના માણસોએ બધી વ્યવસ્થા કરી રાખી હતી એટલે

કપડાં કાઢી નાસ્તો કરી, બે દિવસની સખત મુસાફરીનો થાક ઉતારવા ચટ્ટીની દુકાનમાંથી સરસીયું તેલ લાવી પગે માલીશ કરવા બેઠા.

અહીંની ધર્મશાળા બાબા શ્રી કાલીકમલીવાલા તરફથી બંધાવેલી છે અને મકાન આબેહૂબ સિલકયારીની ધર્મશાળા જેવું જ છે. આજુબાજુ થોડી દુકાનો છે અને તેમાં આગળ જણાવી ગયા તે વસ્તુઓ મળે છે. થોડે દૂર જમના નદી નિર્મળ જળથી વહી રહી છે, આથી નહાવા ધોવા તથા પીવાના પાણીનો ત્રાસ નથી.

શરીર હલકું પડતાં ટુવાલ અને સાબુ લઈ ખળખળ વહેતી જમના તરફ ચાલ્યા. થોડુંક ચાલી એકાદ બે ઝરણાં વટાવતા નદી કિનારે આવી ઊભા રહેતા પગને બરફવાળા ઠંડા જલનો સ્પર્શ થયો. પાણીમાં ઊભા રહેતાં થોડાકમાં પગ ગુલાબી થઈ ગયા ને પાણીની ઠંડક વધુ સહન ન થવાથી કિનારા પરની રેતીમાં આશ્રય લેવો પડયો. પત્થરપર બેસીને સાબુથી તેલ ને ધૂળને વિદાય આપી ને પછી મનને મજબૂત બનાવી નદીના થોડા ઊંડા જળમાં જઈ જમના મૈયામા ડુબકી લગાવી અચાનક અસહ્ય ઠંડીથી શરીર વેદનામય થઈ ગયુ, પણ હિંમત રાખી બીજી એક ડુબકી મારી. હવે ઠંડી ઊડી ગઈ ને શરીરમાં ગરમી આવી ને સાથે જઠરાગ્નિ પણ પ્રદિપ્ત થઈ. નદીના નિર્મળ જળમાં અમારા શ્રી વર્ગને નહાવા તથા કપડાં ધોવાની ઘણી મજા પડી.

બપોર પછી ચાર વાગે રસોઈ થતાં જમ્યાં અને થોડી વારમાં છ વાગ્યા. આજે પણ ડોળીવાળાઓની કચકચ ચાલુ હતી, આથી અમારા મુરબ્બી વર્ગે ભારી વજન ઉપાડવા બાબત અમુક રસ્તો ।

જણાવી અને એ બાબત ઘણી ચર્ચાને અંતે કઇક સમાધાન થયું. સંધ્યાકાળના સમયે ગરુડજીની યાદ દેવડાવી ને થોડીવારમાં થોડા સાકરિયા ચણા હથેલીમાં આવી પડ્યા. અંધેરીમાં રહેતા એક ગુજરાતી ભાઈ ધર્મશાળામાં મળ્યા જેમણે જમનોત્રીના રસ્તા, વરસાદ તેમ જ બીજા અનુભવની વાતો કરી.

રાત્રીનો અંધકાર ધીમેધીમે પર્વતની તળેટીમાં છવાઈ ગયો ને ભજનના તરેહ તરેહના સૂર વાતાવરણમાં ગુંજી ઊઠયા. રાત્રે નવ વાગતાં સુવા માટે સૌ પોતપોતાની જગા ખોળવા નીકળ્યા અને રહી સહી જગામાં પોતાનો સમાવેશ કરી આવતી કાલની આશામાં પોઢી ગયા.

બુધવાર તા. ૨૧-૫-૫૨

ગંગાણીથી જમુના ચટ્ટી ૭ માઇલ.

ગઇકાલ માફક આજે પણ તૈયાર થતા છ વાગ્યા ને સવા છ વાગે પાયદળ અને ડોળીના સવારીદળની બદરી વિશાલના જયનાદ સાથે કૂચ–કદમ ચાલુ થઈ. રસ્તો કાલ કરતા સરલ અને ચાલવા માટે ઘણો સારો હતો. ચીડના ઝાડ લગભગ કવચિત્ નજરે પડતાં ને અખરોટ, અંજીર ને બીજા ઘટાદાર જંગલી વૃક્ષો સાથે મેંદીના છોડ જેવી લીલી ઝાડી માર્ગમા દેખાતી હતી. ધર્મશાળામાથી નીકળી બીજા યાત્રાળુઓ સાથે જમુના નદીને કિનારે કિનારે કુદરતી સૌંદર્યનુ પાન કરતાં આગળ વધે જતા હતા.

આજે જમનોત્રીથી પાછા ફરતા કંઈક યાત્રાળુઓ ને નાગા બાવાઓ રસ્તામાં મળતા હતા. એક બીજાની નજર મળતાં "જમના મૈયા કી જય" નમસ્તે, જય સીતારામ વિગેરે બોલી

આછા સ્મિતથી સ્વાગત કરતા. એક બાવાજી તો વામન અવતાર જેવા ફક્ત સાડાત્રણ ફૂટ ઊંચા હતા અને આગળ જવાની ઉતાવળમા ગળદી મૂકી દોડવા લાગ્યા. આજેપણ સુઈધાગા અને બિંદી માગનારી સ્રીઓ અને લાલ ગુલાબી ગાલવાળા બાળકોની સંખ્યા ઠીક પ્રમાણમા જણાતી હતી રસ્તે જતાં ખેનરોમાંથી કેટલીક સ્રીઓ દાંત અને આખની દવાની માંગણી કરતી હતી. સવારની ઠંડી હવામા ફરતા થોડીવારે જગન્નાથ ચટ્ટી પર આવી પહોચ્યા અને ચટ્ટીમાથી રૂપિયે શેરનુ તાજું સાકરવાળું દૂધ પી મસ્ત બન્યા

આગળ જતાં રસ્તામા પહાડમાથી એક મોટુ ઝરણું નદી તરફ વહી રહ્યુ હતું ને ઝરણાના પાણીથી લોટ દળવાની ઘંટી ચાલી રહી હતી જમીનથી થોડે ઊંચે જંગલી ઝાડના લાકડાં અને પટીઓથી એક ઝુંપડી બનાવેલી હતી ઝુંપડીની વચમા એક પત્થરનુ ઘંટીનુ પડ લાકડાની જમીનમા સજ્જડ બેસાડી દીધુ હતું ઘંટીના પડ વચ્ચેથી નીકળતી લાકડાની ધરી સાથે ઉપરનું બીજું પડ જોરથી ફરી રહ્યુ હતું. ઘંટીની ઉપર લટકાવેલા ગરણી જેવા લાકડાના ખોખામાથી પડતું અનાજ ઘંટીમાં ઓરાતું હતું ને લોટ દળાઈ બહાર પડતો હતો. ઉપરના પડ સાથે ફરતી ધરીનો બીજો છેડો ઝુપડીની વચમા થઈ નીચે વહેતા ઝરણામા આવેલા પત્થરમા કાણું પાડી બેસાડી દેવામા આવેલો હોય છે સતત ફરવાથી લાકડું ઘસાઇ જવાથી પત્થર ઉપરનો અણીદાર છેડો લોખંડનો બનાવવામા આવેછે લાકડાની ધરી ઉપર નીચેના ભાગમા વાસની પટીઓથી નાનો પંખો બનાવેલો હોય છે અને ઉચાણના

ભાગમા ઝરણાનુ પાણી રોકી ઝાડના થડમાંથી બનાવેલી નીક વાટે પંખા આગળ લાવવામા આવે છે વેગથી વહેતું ઝરણાનુ પાણી પંખાપર પડતા ઘંટી ચાલુ થાય છે અને લોટ દળવાના કામમાં આવે છે અહીના સાદા અને સરલ માનવીઓની લોટ દળવાની કરામત અત્યારના મશીનયુગની શક્તિથી જરા પણ ઊતરતી ન લાગી

એકાદ માઈલ પછી ઉપર ચઢવાની શરૂઆત થઈ. રસ્તો અણીદાર પત્થરવાળો, ખડકના ટુકડા અને મોટા પત્થરોથી છવાયેલો હતો. રસ્તે જતા ઘણુ સાચવીને ચાલવુ પડતું, નહીં તો પત્થર વાગવાનો કે પગ મચડાઇ જવાનો ભય રહેતો હતો ઉપર ચઢતાં ઘુટણમાથી સાધા દુખવા લાગ્યા હતા વચમા માટીવાળી જગા પત્થરોના પગથીયા બનાવી ટકાવી રાખવામા આવી હતી ઝરણાં પરનો લાકડાનો પુલ પસાર કરી કઇક ઊંચે આવી લાગ્યા

હવે રસ્તો સપાટ અને પગથી કઇક ઠીક જણાતી હતી. બાજુમા ખેતરો ને નદી કઇ ક દૂર ગઈ હતી કોઈવાર બકરા ને ઘેટાના ટોળા રસ્તામા સામે મળતા હતા તેમા બકરીના બચ્ચા સફેદ વાળથી છવાઈ ગયેલા હોવાથી નાના ઘેટા જેવા લાગતા હતા ઘેટા ને બકરાની પીઠપર ચામડાની કોથળીઓમા સામાન ભરી પીઠ સાથે બાધવામા આવી હતી એકાદ બે પહાડી ખેડૂતો નાના બચ્ચાને ખાધપર ઉપાડી વિચિત્ર અવાજ કરી ટોળાને હાંકી રહ્યા હતા આ તરફનો પહાડી રસ્તો ઘણો ખરાબ હોવાથી ઘોડા કે ખચ્ચરને બદલે બકરા ને ઘેટાની પીઠ પર સામાન લઈ જવામા આવે છે તિબેટ અને ભૂતાન તરફના લોકો બકરા તથા ઘેટાની પીઠપર ઘણી જાતનો

આમાન લાવી મોટો વેપાર ચલાવે છે અને એ તરફ મળની કસ્તુરી, ચમરી તેમજ બીજી અનેક વસ્તુઓ અહીં પૂરી પાડે છે.

અમારાથી થોડે દૂર એક ખેડૂત સ્ત્રી નાની ઠીંગણી ગાયોનું ટોળું હાંકી જતી હતી. આસપાસ ઊગેલી વનસ્પતિ ખાતી ગાયો ધીમેધીમે આગળ વધતી હતી આથી આખા ટોળાને અમારે વારંવાર હાંકવું પડતું હતું થોડીવાર ગાય હાંકવાનો શોખ પૂરો કરી ટોળાને બાજુપર રાખી અમે આગળ નીકળી ગયા ને લગભગ પોણાદશે જમુના ચટ્ટી પર આવેલી શ્રી કાલી કમલીવાલાની ધર્મશાળામાં જઈ પહોંચ્યા

ધર્મશાળા અને આજુબાજુની દુકાનો રાબેતા મુજબ હતી ફક્ત આજુબાજુનો દેખાવ બીજા સ્થાનથી નિરાળું સ્વરૂપ આપતો હતો. ધર્મશાળામા પાથરેલા પાથરણા પર થોડો થાક ઉતારી સ્નાન કરવા નદીપર ગયા અહીંનું દશ્ય અત્યંત મનોરંજક હતું મોટા પર્વતો વચ્ચેથી જમુના વેગથી નીચે ધસી રહી હતી પ્રવાહમા પડેલા ખડકો સુંદર લીલા રંગને સફેદ ફુવારાઓના સ્વરૂપમા પલટાવી દેતા હતા આગળ જવા માટે બનાવેલો લાકડાનો પુલ, ગાઢી વનસ્પતિ, સુંદર સફેદ ખડકો અને પાણીના ધોધ નૈસર્ગિક સુંદરતામા વધારો કરતા હતા થોડા પ્રયત્ને ખડકો વચ્ચે એક કુદરતી બાથરૂમ જડી આવ્યો નદીના કાચ જેવા સ્વચ્છ જળમા નીચેના સફેદ પત્થર ને રાખોડી જેવી બારીક રેતી સ્પષ્ટ દેખાતા હતા નિર્મળ જળ અને મનોહર વાતાવરણે મનને અધીર બનાવી મૂકયુ ને થોડા સાબુ લગાવી એક પછી એક 'આઇસ વૉટર'ની પરવા ન કરતા ડૂબકી મારી બહાર આવ્યા થોડીવારમા બાથરૂમ ધોબીઘાટમા પલટાઈ ગયો ને કંઈક લુગડા જરાવારમા ધોવાઈ ગયા.

રોજ કરતાં આજે વિશેષ ઠંડી લાગતી હતી વાતાવરણમાં પણ ભેજ ને પવન ફુંકાતો હોવાથી વરસાદની શકયતા લાગતી હતી.

ધર્મશાળાપર પહોંચી સામાનની વ્યવસ્થા કરતાં સાડા અગિયાર થયાં અને ભોજન તૈયાર થઈ જવાથી રસોડા તરફ ગયા. ગરમા ગરમ ખીચડી, મઘમઘતું ઘી, ને કાંદા બટાટાનું શાક વિગેરે મનગમતું ખાવાનું મળ્યાથી યોગ્ય ઇન્સાફ આપ્યો. જમતાં હતાં તેટલામાં વાદળ ઘેરાયાં, ગગડાટ શરૂ થયો અને સખત પવન ફુંકાવા લાગ્યો. અમારામાંના બાકી રહેલાં જમનારાઓને ઉતાવળથી બધું પતાવી દેવું પડયું અને જોરથી ફુંકાતા પવનથી ધૂળ અને રાખોડી ચ્મોઢામાં ચોતરફ ઊડવા લાગ્યા. ઠંડા પવન સાથે ઝરમર ઝરમર મેહુલો વરસવો શરૂ થઈ ગયો, ખુલ્લામાં ફરતાં માણસો દોડીને છાપરાં ને ઝાડ નીચે ભરાઈ બેઠાં અને ઠંડીથી બચવા ગરમ કપડાં પહેરી ઓઢી એક બીજાની હૂંફમાં લપાઈ ગયાં.

સાંજે કંઈક વરસાદ ઓછો થયો. હવા ચોખ્ખી ને તાજગી ભરી લાગતી હતી પણ ઠંડી કઇક વિશેષ હતી. વાદળા હઠી જવાથી અંધકાર ઓછો થઈ ગયો હતો, પણ કામવગર બહાર નીકળવાનું મન થતું ન હતું. શરીરપર ગરમ કપડાં લપેટી બધાં અંદરની ઓરડીઓમાં ભરાઈ ગપ્પા મારી રહ્યા હતા અને રાત પડવાની રાહ જોતાં સમય પસાર કરી રહ્યાં હતાં વરસાદની ઠંડી ઉરાડવા કડક મસાલાની ચહા તૈયાર થઇ અને એકાદ બે ઘૂંટડા ગળા નીચે ઉતારતાં કઇક ગરમાવો લાગ્યો રાત પડી ગઈ હોવાથી વિશેષ કાર્ય કંઇ બાકી ન હતો એટલે ગરમ ઓઢવાના નીચે ભરાઈ બિછાનામાં પડયા અને મુસાફરીના સંજોગોના વિચાર કરતા ઘેનમાં પડવા લાગ્યા.

## ગુરુવાર તા. ૨૨-૫-૫૨

### જમુના ચટ્ટીથી જાનકી ચટ્ટી ૧૨ માઇલ.

સવારના નિત્યકર્મ પરવારી સાડા છ વાગે જમના નદીનો પુલ પસાર કર્યો, ને ડુંગરાપર ચઢવાની શરૂઆત થઈ. થોડુંક ચાલ્યા પછી રસ્તામાં આરસના પત્થર દેખાયા અને પછી મોટા ખડક અને આખો પર્વત એવા જ પત્થરનો જણાયો. રસ્તો ચઢાણનો હતો તેમજ વાંકાચૂંકા અને ધારદાર પત્થરો માર્ગમાં પડેલા હોવાથી સંભાળીને ચઢવું પડતું હતું. શરૂઆતમાં થોડી ઝાડી આવ્યા બાદ ઝાડપાન બહુ ઓછા થઈ ગયા ને પછી ડુંગરપર કવચિત્ ચીડના ઝાડ દેખાતા હતા. વેરાન રસ્તાપર કોઈકિવાર ગામડાં નજરે પડતાં અને ખેતરમાં સ્ત્રી પુરુષો કામ કરતાં જણાતા. એક જગાએ ભેંસનું ટોળું રસ્તામાં સામે મળ્યું જેમાં મોટી માતેલી ભેંસો હાથીની માફક મસ્ત બની ચાલી જતી હતી. આશરે આઠ વાગે ઓઝારી ચટ્ટી આગળ આવતા ઘણે વખતે એક પાણીનું ઝરણું દેખાયું. ચટ્ટીની દુકાનમાં ચા, દૂધ, ચણા, મગફળી, ગોળ વિગેરે મળતું હતું. બધાએ પોતાને યોગ્ય લાગતું ખરીદી પેટમાં પધરાવ્યું અને થોડી વારમાં ચાલતી પકડી.

ડુંગરાળ રસ્તો વટાવતાં બીજા બે માઈલ કાપ્યા અહીં જમના નદીનો ઘુઘવાટ સંભળાવા લાગ્યો અને બે રસ્તા જુદા પડતા હોવાથી થોભ્યા. એક રસ્તો ઉપર ગામડાંમાં જતો હતો, અને બીજો રસ્તો એકદમ નીચે ઊતરતો હતો. રસ્તો એટલો બધો ઢાળાવ ને ધૂળવાળો હતો કે પડેલો પત્થર પણ ત્યા ટકી ન શકે. ડાંડીવાલાએ સૌને નીચે ઉતારી મૂક્યા, બાળકો ખભે બેસી ને મોટા હાથ ઝાલી લાકડીને ટેકે નીચે ઊતરવા લાગ્યા. મહામુસીબતે

પગ ટેકવતા, લાકડીના ટેકા લેતા લપસતા વીશ મિનિટે નીચે ઊતરી રહ્યા; ને થોડુંક આગળ ચાલતાં નદીના કિનારાપર આવી પહોંચ્યા. એક તરફ જમના નદી તોફાન કરતી પૂર વેગે વહેતી હતી. નદીપરના મોટા ખડકો વચ્ચે નાની ઝુંપડીમાં ગરમ ચા બની રહી હતી. અહીં જમના નદી ઓળંગી સામે પાર જવાનું હતું. નદીપર લાંબા ઝાડના બે થડ કિનારા પર ટેકવી કાચો પુલ બનાવેલો હતો. ઝાડના થડ પર વચમાં નાની ડાળીઓ બાંધી ઉપર ઘાસ અને વેલા પાથર્યા હતા. પુલ સાધારણ લાંબો હોવાથી માણસો પસાર થતાં વચમાંથી ઝૂલતો હતો. પુલની નીચે ઘુઘવાટા મારતી નદી ભયંકર લાગતી હતી એટલે પુલ પસાર કરતાં કાચા-પોચા માણસોના હૃદય ધડકી ઊઠતાં હતાં. એક બીજાનો હાથ ઝાલી ધીમે ધીમે બધા પુલ પસાર કરી સામે કાંઠે આવી પહોંચ્યા અને બધાને નવું જીવતદાન મળ્યુ માની સંતોષ માન્યો. આ ભયજનક જગા સદાકાળ સ્મરણમાં રહે એટલે પુલ પસાર કરતાં માણસો અને સ્થળના થોડા ફોટા લીધા અને આનંદ કરતાં આગળ ચાલવા લાગ્યા.

હવે પછી કઠીન ચઢાઇનો રસ્તો આવતો હતો પણ માર્ગમાં ઝાડી અને સુંદર વૃક્ષો આવતાં હોવાથી બધું રમણીય લાગતું હતું. અખરોટ, અંજીર, દાડમ અને જાંબુ જંગલી ઝાડ અને વેલા, જંગલી ફૂલ અને ગુલાબના ઝુંડ ઠેરઠેર જણાતાં હતાં. અહીંના ગુલાબ મોટી સફેદ બારમાસી જેવા હોય છે અને ગુલાબની ઝાડીપર સંખ્યાબંધ ફૂલ હોવાથી મનોહર લાગે છે. રસ્તો ચઢાણનો હતો પણ વચમાં સીધું ચાલવાનુ આવતાં થાક ઓછો થઈ જતો.

સાડાદશ વાગે રાનાગાવ આવ્યા અહીં ડોળીવાળા ચા પી તાજા થયા અને થોડા આગમ લઈ આગળ ચાલ્યા કુદરતી દશ્યો જોતા, ઝરણા વટાવતા, ધોધની ઝીણી ઝરમરથી ઠંડક અનુભવતા ચઢતા ને ઊતરતા સાડાઅગિયારે હનુમાન ચટ્ટીના દર્શન કર્યા અહીં એક મોટુ ઝરણું નદી સ્વરૂપે વહી રહ્યુ છે પહેલા તે જમુના નદી હોવાનો ખ્યાલ આવ્યો પણ તપાસ કરતા તે હનુમાન ગગા નામની નદી જણાઈ લાકડાના પુલ ઉપર થઈ સામે આવેલી ધર્મશાળામા ગયા નદીના નામ ઉપરથી આ સ્થળ હનુમાનચટ્ટીને નામે ઓળખાય છે ધર્મશાળા બાબા કાલી કમલીવાલા તરફથી બાધવામા આવેલી છે અને આજુબાજુ જરૂરી ચીજોની લાકડાની બનાવેલી દુકાનો છે ધર્મશાળામા પહોચી થોડો નાસ્તો કરી આરામ કર્યો, દરમ્યાન વાદળા ઘેરાવા માડ્યા હતા અને થોડીવારમા ઝરમર ઝરમર વરસાદ શરૂ થયો

અમારે આજે જાનકીચટ્ટી પહોચવાનો વિચાર હોવાથી બપોરે એક વાગે ઝરમર વરસતા વરસાદમા આગળ ચાલી નીકળ્યા વરસાદને લીધે સાધારણ ઠડી લાગતી હતી વરસાદ અને ઠડીથી બચવા ગરમ કપડા ઉપર રેનકોટ ઓઢી લીધો હતો ખડકો ઉપર પહાડની ધારેધારે ઉપર ચઢવાનુ હતુ નીચે ખીણમા ઉડે જમુના નદી કોઈવાર નજરે પડતી હતી એકાદ માઈલ ચાલ્યા પછી એક જગાએ રસ્તો તૂટી પડવાથી ખડકમા ફક્ત એક પગ મુકવા જેટલી જ જગા હતી ઘણું સભાળીને તે જગા ઓળગી અને આગેકૂચ આરભી વરસાદ હજી ચાલુ હતો, વાદળના ગગડાટના પડઘા પહાડોમા આમતેમ અફળાઈ અનેક અવાજમા સભળાતા હતા સામે દેખાતો બરફનો પર્વત હવે પૂર્ણ સ્વરૂપમા વધારે પાસે આવતો લાગતો

હતો ઉંચે ચઢતાં પગ થાકી ગયા હતા છતાં વરસાદની ઝરમર જુસ્સો ટકાવી રાખતી હતી ગરમ કપડાં અને ભીંજાયેલો વરસાદનો કોટ વજન વધારી થાકેલા શરીરને બોજારૂપ લાગતો હતો પણ નિશ્ચય અને આત્મબળ વડે આગળ ધપી રહ્યા હતાં એક ઠેકાણે રસ્તો મોટા ખડકથી રોકાયેલો હોવાથી આગળ જવાનુ મુશ્કેલ હતું. ખડકની બાજુમા થઈ સાંકડા અડધો ફૂટના રસ્તા પર ચાલી મોટા રસ્તા પર આવ્યા અને નીચું ઘાલી આગળ વધવા લાગ્યા પણ કુદરત અમારી કસોટી કરી રહી હતી થોડે દૂર એક મોટુ ચીડનુ ઝાડ ઉપરથી ગબડી પડી માર્ગ રોકી પડયું હતું. ઝાડ ઘણુ વજનદાર હોવાથી બાજુપર ખસેડી ન શકવાથી થડમા થોડી ખાચ પાડી આગળ જવાનો રસ્તો બનાવ્યો હતો, એટલે ન છુટકે અમારે ઝાડ પર થઈ આગળ જવું પડયુ.

રસ્તો ખડકો, કોતરો અને પહાડની બનેલી મોટી ગુફાઓ આગળ થઈ ઉપર જતો હતો ઘડી ઘડી વરસાદ આવી જતો હતો સતત ઉપર ચઢવાથી અમને થાક લાગ્યો હતો ને કંટાળો આવતો હતો. કંઈક સપાટ જમીન આવતા થોડા ગુજરાતી યાત્રાળુઓ સામે મળ્યા અને ગામઠામ વિગેરેની પૂછપરછ બાદ જાનકીચટ્ટી વિષે અમે માહિતી પૂછી પણ સંતોષકારક જવાબ ન મળતાં મરણીયા જેવા આગળ વધ્યા. હવે સામે નવી આફત આવી ઊભી અમારો આગળ જવાનો રસ્તો કાચા પત્થરની ચીકણી માટી જેવા અબરખથી ચળકતા ડુંગર પરથી પસાર થતો હતો બારીક માટી ઉપરથી ઘસીને નીચે ખીણમા જતી હોવાથી રસ્તાનું સ્વરૂપ જાળવી શકાય તેમ ન હતું છતા માટીમા થોડા ખાડા પાડી પથરા મૂકી માટી ટકાવી રાખી નાની પગથી બનાવી હતી

ડુંગરના ઢોળાવ ઉપર ચરતી ગાયો ચાલતાં ઉપરથી મોટા પત્થરો નીચે ગબડાવતી હતી અને પગથી પર ચાલતાં માટી સાથે નીચે ધસીને ખીણમાં જઈ પડવાનો ભય હતો. આસ્તે આસ્તે અડધા માઈલનો રસ્તો વટાવી, પુલ પસાર કરી ચટ્ટીની શોધમાં ઊંચે ચઢતા મોટા ખડકોથી બનેલી ગુફા આગળ આવી પહોંચ્યા. અહીંથી કેટલેક દૂર ખરસાલી ગામ નજરે પડતું હતું. નીચાણના સપાટ પ્રદેશમાં લીલાછમ ઘઉંના ખેતરો ઠંડી હવામાં લ્હેરથી ઝૂલી રહ્યા હતા. વરસાદ પડતો બંધ થયો હતો પણ ઠંડી વિશેષ જણાતી હતી. અમે તદ્દન થાકી ગયાં હતાં પણ ધર્મશાળા પર પહોંચવાની આશામાં લીલાં ખેતરો વચ્ચે થઈ ઘઉંના કણસલાં તોડતા ગામની ભાગોળે આવી પહોંચ્યાં. અહીં જંગલી ઝાડની ઘટા વનસ્પતિ અને નાના છોડ સ્થળને બગીચા જેવું બનાવી દીધું હતું. તેથી કંઈક આનંદ પામતાં ગામમાં પ્રવેશ કર્યો. આ સ્થળ માર્કન્ડેય તીર્થ નામે ઓળખાય છે. ગામમાં સાદાં તથા કોતરણીવાળા થોડાં લાકડાંના મકાનો છે અને ઠારની વસ્તી પ્રમાણમાં સારી છે. સહેજ આગળ જતાં ગામમાં ધર્મશાળા વિષે પૂછતાં તે અડધો માઈલ દૂર હોવાનુ જણાવ્યુ એટલે કંટાળેલા પગે આશરે પાંચ વાગે જાનકી ચટ્ટી પર આવી પહોંચ્યા.

અહીં પણ મુશીબતે અમારો કેડો મૂકયો ન હતો. આગળથી આવેલા માણસો ધમશાળામાં જગા મેળવી શકયા ન હતા. જમનોત્રી અહીંથી ચાર માઈલ દૂર હોવાથી આવતા જતા યાત્રીઓથી ધર્મશાળા ભરચક રહે છે. ધર્મશાળામાં જગા ન મળતાં દુકાનદારોએ બાંધેલી લાકડાની બે ઓરડીઓ મહામુશીબતે મેળવી

શકયા. જંગલી લાકડાંના પાટિયાવડે નીચે દુકાન અને ઉપર બે ઓરડીઓ બનાવેલી હતી. આશરે ૧૦×૧૨ ફૂટની ઓરડીઓમાં અમારો પડાવ નંખાયો અને રસોઈ કરવામાટે જગા મેળવવા ફાંફાં મારવા લાગ્યા. થાકથી અધમૂવા થઈ ગયા હોવાથી ગરમ ચહાનો ઓરડર નોંધાવ્યો અને ગરમ પાણી પી થોડા સ્વસ્થ થયાં. થોડી વારે બધા આવી પહોંચ્યા, જગાની તંગી, મુસાફરીનો થાક અને અસહ્ય ઠંડીથી કેટલાક અકળાઈ ઊઠયા પણ ચહા તેમજ દુકાનદાર પાસેથી તાપવા થોડો દેવતા મળતાં કંઇક નરમ પડયા. સાંજ પડી ગઈ હતી વાદળ ઘેરાઈ થોડી થોડી વારે વરસાદ ટપકી પડતો હતો અને સખત ઠંડી ઓરડીમાં ભરાઈ બેસવા ફરજ પાડતી હતી. આટલી સાંકડી જગામાં સામાન સાથે બધાનો સમાવેશ થાય એમ ન હોવાથી વધુ જગાની શોધમાં આસપાસ તપાસ કરવા લાગ્યા. થોડી દૂર પર આવેલા ડાક બંગલામાં જગા મળી અને વરસાદથી પલળેલો બધો સામાન ત્યાં વળાવ્યો. રાત પડી ગઈ હતી, રસોઈ થઈ ન શકવાથી સાથે રાખેલા નાસ્તાના ડબ્બા ઉઘાડી થાળીમાં થોડું કાઢી ફાનસના અજવાળામાં બધા ઉજાણી કરવા બેઠાં અને જમીને ઠંડું પાણી પીતાં બધાના દાંત ઠરી ગયા. ઓરડીઓમાં થોડા બેડીંગો પાથરી સાંકડી જગામાં ગમે તેમ સમાવેશ કરી ગરમ કપડાં અને રગ ઓઢી થાકેલા મોટા ભાગના માણસો નિરાતે પોઢી ગયા અને બાકી વધેલા થોડા માણસો નોકરો સાથે ડાક બંગલામાં રાત પસાર કરવા ગયા. તાજા બંધાયેલા ડાક બંગલામા બારણાપર સાંકળો લગાડી ન હતી. છાપરામાંથી કેટલે ઠેકાણે વરસાદનુ પાણી નીચે ટપકતું હતું. જમીનપર ધૂળ અને બારીક રેતીનો પાર ન હતો. સૂકી જગામાં

સામાનનો ઢગ મારી, ઉપરથી પડતા પાણી વગરની સલામત જગા શોધી થોડા બિછાના થયા અને બે ત્રણ ગરમ ઓઢવાનાં નીચે ભરાઈને શાંતિથી રાત્રી પસાર કરી.

શુક્રવાર તા. ૨૩-૫-૫૨.

જાનકી ચટ્ટીથી જમનોત્રી ૪ માઈલ

સવારે અતિશય ઠંડી હોવાથી ઊઠીને દાતણ કરતાં હાથ ઠરી ગયા. દૂધ ન મળવાથી સાથે લીધેલા દૂધના પાવડરથી મસાલાવાળી ચહા બનાવી શરીરમાં સ્ફૂર્તિ આણી અને સાત વાગે પ્રયાણ શરૂ કર્યું. જમનોત્રીમાં રાત રોકવાના ન હોવાથી બધો સામાન એકત્રિત કરી ઓરડીમાં બંધ કર્યો અને તેને સાચવવા બે માણસો રોકાઈ ગયા.

સવારની ગુલાબી ઠંડીમાં પહાડપર ચઢતાં મજાહ પડતી હતી સામેના પર્વતપર પુષ્કળ બરફ જામેલો નજરે પડતો હતો. રસ્તો શરૂઆતથી ચઢાણનો હતો પણ આગળ વધતાં એ ચઢાણ કઠીન થતું જતું હતું. ઉપર જવા માટે ઘડી ઘડી વાંકાચૂંકા રસ્તે આગળ વધવું પડતું હતું. કેટલેક ઠેકાણે ઘટાદાર ઝાડી, યમુનાનો પ્રવાહ અને ખડકપરથી પડતા સુંદર ધોધ આનંદ પમાડતા હતા પહાડપર ચઢવા જગલની પગથીઓની બનેલી કુદરતી નિસરણીઓ ચઢવી પડતી હતી. અર્ધા ફર્લાંગની સીધી નિસરણી ચઢતા પુષ્કળ હાફ ચઢતી હતી અને હૃદયના ધબકારા વધી જતા હતા આથી દશ પંદર ડગલાં ચાલી રસ્તામા બેસી જવું પડતું હતું ઉપરથી ઊતરતા યાત્રીઓ સડસડાટ નીચે ચાલી જતા હતા થાકેલાં છતાં જોમમાં ચઢતાં હૃદયના ધબકારા વારંવાર વધી જતા હતા, ઉપરની પાતળી હવાથી શ્વાસોચ્છ્વાસમાં પડતી મુશ્કેલીથી શ્રમ લાગતો હતો અને પગના સાંધામાં સતત ચઢવાથી

દર્દ થતું હતું. એક માઈલનો ખરાબ ચઢાણવાળો રસ્તો ચઢી ભૈરવનાથના મંદિર આગળ આવી થાક ખાધો અને દર્શન કરી પાવન થયા. હવે થોડો સપાટ રસ્તો ચાલી નીચે ઊતરવું પડે છે જ્યાંથી સામેના બરફ છવાયેલા પર્વત સ્પષ્ટ દેખાય છે. શિખર પર જામેલો બરફ વધુ શ્વેત અને તેજસ્વી લાગતો હતો પણ જેમ નીચે ઉતરતો હતો તેમ માટી અને ધૂળના રજકણો સાથે મળી તેનો રંગ મેલો થઈ જતો હતો. તડકાના તાપમાં પર્વતપરનો બરફ ઓગળી નાના ઝરણાં બની ધોધ રૂપે નીચે ખીણમાં વહી રહ્યો હતો.

કેટલેક ઠેકાણે રસ્તો ઘણો ખરાબ હોવાથી ડોળીમાં બેસનારાઓને વારંવાર નીચે ઊતરી ચાલવું પડતું હતું. ચઢતા ઊતરતા, થાક ખાતા ને વિકટ રસ્તા વટાવતા અગિયાર વાગે જમનોત્રી સમીપ આવી પહોંચ્યા અને દૂરથી જમુનાજીનાં મંદિરના દર્શન કરતાં જીવને નિરાંત થઈ. થોડીવારમાં ધર્મશાળામાં આવી પહોંચ્યા અને ઘણા થાકી ગયા હોવાથી લાંબા થઈ પાથરણા પર સુતા. એક કલાક પછી સ્નાન કરવા જવા તૈયાર થયા અને ગરમ પાણીના કુંડ તરફ ચાલી નીકળ્યા.

આ સ્થાન દરિયાની સપાટીથી આશરે ૧૦૮૫૦ ફૂટ ઉંચાઇ પર છે. ચારે તરફ બરફ છવાયેલા ડુંગર છે. ઠંડી એટલી સખત પડે છે કે યાત્રાળુ એકથી વધુ રાત્રી રોકાવાનું પસંદ કરતો નથી. સદા હિમથી આચ્છાદિત થયેલા પર્વત ઉપરથી પડતા પાણીના ઝરણાના ધોધમાંથી યમુના પ્રકટ થઈ નદી રૂપે નીચે વહે છે. બરફવાળા સ્થાનમાં તેમજ આટલી સખત ઠંડી હોવા છતાં અહીં ત્રણ ગરમ પાણીના કુંડ છે. સૌથી ઉપરના કુંડમાં લગભગ ઊકળતું પાણી છે ને તેમાં ચોખા તથા બટાટા બાફી શકાય છે. કુંડની બાજુની ફાટ

અને કાંણાંઓમાંથી કેટલેક ઠેકાણે પાણીની વરાળ જોરથી બહાર આવે છે અને વરાળયંત્ર માફક અવાજ કરે છે. નીચેના બે કુંડમાં ઉપરથી વહીને પડતું પાણી થોડું ઠંડુ થવાથી નહાવાને અનુકૂળ હોય છે. આવા ઠંડીવાળા સ્થાનમાં ગરમ પાણીના કુંડ હોવા એ કુદરતની લીલા છે પણ આ તરફના પહાડોમાં ગંધક ફોસ્ફરસ વિગેરે ખનીજ હોવાથી પાણી ઊકળતું રહી શકે છે.

કુંડના ગરમ પાણીમાં સ્નાન કરી, ગરમ કપડાં પહેરી મંદિરમાં દર્શન કરવા પગથિયાં ચડી ઉપર આવી પહોંચ્યા. થોડાક ભાઈ બહેનોને કુંડમાં વધુ વખત સ્નાન કરવાથી ચક્કર આવી ગયાં હતાં તેથી મંદિર બહાર બેસી આરામ કરતાં હતાં. યમુનાજીનુ મંદિર આશરે પંદર ફૂટ ઊંચુ અને આઠ ફૂટ પહોળું છે. અંદર આશરે દોઢ ફૂટ ઊંચી કાળા પત્થરની યમુનાજીની મૂર્તિ છે અને આજુબાજુ ગંગા, સરસ્વતિ, વિગેરે દેવ દેવીઓની મૂર્તિઓ છે. મંદિરની થોડે દૂર નીચે ગૌમુખ છે. જેમાંથી યમુનાજી પ્રકટ થયેલાં મનાય છે. મંદિરમાં પૂજા દર્શન વિગેરે પતાવી ધર્મશાળા-પર પાછા ફર્યા અને સાથે લાવેલા લાડુનો પ્રસાદ આરોગી તાજા થયા. સાંજના જાનકીચટ્ટી પર પહોંચવાનુ હોવાથી બપોરના એક વાગે પાછા જવા માટે તૈયાર થયા, અને કપડાં પહેરી લાકડી લઈ બહાર પડયા. આકાશમાં વાદળાં થતાં હતાં અને માથા પર વરસાદનો ભય ઝઝૂમતો હતો, છતાં ઈશ્વરનુ નામ લેતાં સવારના ચઢેલા ડુંગરો ઊતરવા લાગ્યા અને નિસરણીઓ પરથી ઝપાટાબંધ ચાલતાં એકધારા નીચે જઈ રહ્યા. એકદમ ચઢવા ઊતરવાથી ઘુંટણમા દર્દ ચાલુ હતું સાથે એકધામ પૂરૂં કર્યાનો ઉમંગ હતો અને વરસાદ પહેલા જાનકીચટ્ટી જઈ પહોંચવાની ઉત્કંઠા હતી.

અડધે રસ્તે વાદળાં વધુ ઘેરાયાં ને થોડો વરસાદ પડયો, પણ સાથે વરસાદના કોટ ન હોવાથી પાણીથી બચવા એક ખડક નીચે આશ્રય લીધો. થોડીવારમાં વરસાદ બંધ થયો અને સ્વચ્છ સુગંધી ભરી હવા ફેલાવતો ગયો. રસ્તાની ધૂળ દબાઈ જતાં નીચે ઊતરવામાં કંઈક સુગમતા જણાતી હતી અને સવારનો પરિચિત રસ્તો ઝપાટા ભેર કપાતો જતાં ઠંડી ક્રમશઃ ઓછી થતી હતી. આશરે ચાર વાગે ચાર માઈલનો રસ્તો કાપી જાનકીચટ્ટીપર આવી પહોંચ્યા અને ધર્મશાળામાં જગા મળી હોવાથી પોતાનો સામાન વ્યવસ્થિત રીતે ગોઠવવામાં થોડો સમય પસાર થયો. સાંજ પડતાં ભોજન તૈયાર થતાં એ દિવસના ભૂખ્યા પેટ ભરીને જમ્યા અને સહેજ ગરમ કરેલું પાણી પી આરામથી બેઠા.

અહીંની ધર્મશાળા જાનકીબાઈ તરફથી બંધાવેલી છે અને સ્થળનું નામ જાનકીચટ્ટી તે પરથી પડેલું લાગે છે. સામે કાંઠે ખરસાલી ગામ આવેલું છે. ગામના લોકો મોટે ભાગે ખેતીનો ધંધો કરે છે અને ઢોર ચરાવવા આ કાંઠા પર આવે છે. અસલ જમનોત્રી જવાનો રસ્તો ખરસાલી આગળ થઈ પસાર થતો હતો પણ એ રસ્તો ઘણો વિકટ હોવાથી હનુમાનચટ્ટી આગળ થઈ નવો રસ્તો બનાવેલો છે.

### શનિવાર તા. ૨૪-૫-૫૨

જાનકી ચટ્ટીથી જમુના ચટ્ટી ૧૨ માઈલ.

ગઇકાલ મુજબ આજે પણ સખત ઠંડી પડતી હતી. પથારીમાંથી બહાર ઊઠિયુ કરવાનુ મન થતું ન હતું છતાં મને કમને ઊઠીને નિત્યકર્મથી પરવાર્યાં. આજે જમનોત્રીનુ ધામ પૂરું કર્યું હોવાથી તેના ગોરની વિદાય લેવાની હતી. ગોરનુ ગામ નજીકમાં

હોવાથી એ અમારી સાથે આગળ આવવાના ન હતા. છ વાગે તૈયાર થઈને વિદાય લીધી અને ગોરને દક્ષિણા આપી ખુશ કર્યા. ડંડી અને પાયદળનો સંઘ ઉપડ્યો ને જાણીતા વિકટ રસ્તે થઇ આગળ વધવા લાગ્યો. માર્ગ પરિચિત હોવાથી તેમજ નીચે ઊતરવાનુ હોવાથી લગભગ અઢી કલાકે આશરે સવા નવે હનુમાન ચટ્ટી પર આવી પહોંચ્યા. અહીં થોડો વિસામો લઇ આગળ વધ્યા અને વિકટ રસ્તો વટાવતાં રાણાગાંવ ને ઓજારી ચટ્ટી પહોંચતાં બાર વાગી ગયા હોવાથી બપોરનો સખત તાપ લાગવા માંડ્યો. થાક અને તરસથી ગળું સુકાતું હતું, પહેરેલા ગરમ કપડાંથી શરીર બફાતું હતું અને સૂર્યના તેજથી આંખો બળતી હતી. કેટલીક વારે ઝરણું દેખાતાં ઠંડા પાણીથી મોઢું ધોઈ, પાણી પી ઝાડના છાયામાં થોડો આરામ કરતા હતા. તાપ અને પત્થરવાળો રસ્તો હોવાથી ઝડપથી ચલાતું ન હતું, છતાં અસહ્ય ગરમીથી કંટાળેલા જમુનાચટ્ટી પર જલદી પહોંચવા અધીરા થઈ ગયા હતા. થાકથી પડતા આથડતા, પથરાઓ અને ખડકોનો ખરાબ રસ્તો પસાર કરી બપોરે અઢી વાગે જમુનાજીના પુલ પર આવી પહોંચ્યા ને જમુનાચટ્ટી નજીકમાં દેખાઈ.

### રવિવાર તા. ૨૫-૫-૫૨

જમુના ચટ્ટીથી ગંગાણી ૭ માઈલ.

આજે ફક્ત સાત માઈલ જવાનું હોવાથી કાલના થાકેલા સહેજ મોડા ઊઠ્યા. રોજની ટેવ પ્રમાણે ચહાપાણી ને સવારનો કાર્યક્રમ પત્યો અને તડકા પહેલાં પહોંચી જવા સાડા છ વાગે ચાલી નીકળ્યા. આજનો રસ્તો સરલ, મનોરંજક ને ઠંડકવાળો હોવાથી સહેજમાં ત્રણ માઈલ કાપી નાંખ્યા. વચમાં આવતી

ઝૂંપડીઓમાંથી દૂધ પીધું, ઝાડ પરથી થોડા ફૂલ તોડ્યા અને આરામથી ટહેલતા સાડાદસ[ે]વાગે ગંગાણી આવ્યા. પૂર્વપરિચિત ધર્મશાળામાં નિવાસ કર્યો અને સમય ઘણો હોવાથી નિરાંતે જમી પરવારી થાક ઉતાર્યો.

### સોમવાર તા. ૨૬–૫–૫૨.

ગંગાણીથી શંગિટ ૯ માઈલ

ગઈ કાલે આખો દિવસ સંપૂર્ણ આરામ કર્યો હોવાથી આજે રોજ કરતાં કંઈક વહેલા ઊઠયા. ઠંડી પણ નજીવી લાગતી હતી એટલે ઝડપથી તૈયાર થઈ પ્રયાણ શરૂ કર્યું. શરૂઆતના બે માઈલ ચાલી સીમલી જઈ પહોંચ્યા, જ્યાંથી ગંગોત્રી જવાનો માર્ગ જમનોત્રીના રસ્તાથી જુદો પડતો હતો, અને ત્યાર-પછીના બે માઈલ સાધારણ વનરાજી અને ખેતરોમાંથી વટાવ્યા. આટલી મુસાફરી કરતામાં એક નાની ચટ્ટી રસ્તામાં આવતાં તાજું દૂધ અને દહીંથી પુષ્ટી મેળવી થોડા સમયમાં આગળ વધ્યા. હવે ચારે તરફ લીલુ નંદનવન આંખ ઠારી દેતું હતું. લીલી ઝાડી, અંજીર, જાંબુ, અખરોટ તેમજ બીજાં જંગલી ફળોના ઝાડ થોડે અંતરે જણાતા હતાં. બગીચામાં હોય તેવા સફેદ ગુલાબના ઝુંડ, ચંપો, ફર્ન તેમજ રંગબેરંગી જંગલી ફૂલ શોભામાં વૃદ્ધિ કરતાં હતા. તરેહ તરેહના પંખીઓના સુંદર કલરવ સંભળાતા હતા અને ઝરણાનુ સંગીત મન હરી લેતું હતું. એકાદ માઈલ આવી સુંદર ઝાડી વટાવ્યા બાદ ચીડના ઝાડનુ જંગલ આવ્યુ જેમાં દૂર સુધી ચીડના ઝાડ સિવાય બીજુ કાંઈ નજરે પડતું ન હતું એકાદ માઈલ ચાલ્યા પછી પાછા

ચીડ અદૃશ્ય થયા અને અનેક જાતના ફળફૂલના ઝાડ દૃષ્ટિ ગોચર થયા

માર્ગ સખત ચઢાણનો હતો, ગ ગોત્રી જવા માટે એક મોટો પર્વત પાર કરવા ઉપર ચઢી રહ્યા હતા માર્ગમા પડેલા ખડક અને પત્થરો આસપાસની રમણીયતાને અનુરૂપ ન હતા છતા ઉપવનની શોભા બીજી કોઈ ઊણપ આવવા દેતી ન હતી આગળ વધતા આસોપાલવ અને મોટા ઘટાદાર વૃક્ષો દેખાવા લાગ્યા અને રસ્તો પણ જ ગલને લાયક થયેલો જણાતો હતો પથરા અને ખડકો અદૃશ્ય થઈ પીળી માટીની નાની પગથી ઉપર ને ઉપર લઇ જતી હતી લીલી ઝાડી ઝરણાના પાણીનો ભેજ અને ઘટાદાર વૃક્ષોને લીધે ઠ ડી લાગતી હતી, પણ કેટલેક ઠેકાણે ઝાડી આછી થતા તડકો નીચે ડોકિયા કરી ઠ ડી ઉડાડતો હતો ઉપર જતા ઊ ચાઈ પરથી આસપાસના પર્વતોના શિખરો ગાઢી ઝાડીઓથી ઢ કાયેલા દેખાતા હતા અને ઉપરની ઠ ડીને પાતળી હવા તાપ અને થાકમા રાહત આપતી હતી સીધુ ચઢાણ હોવાથી પગ થાકી ગયા હતા થોડી થોડી વારે હાફ ચઢવાથી શ્વાસ લઈને છાતી દુખવા આવી હતી છતા ઉમ ગ, આશા અને નિષ્ઠાથી ઉપર પહોચવા પ્રયત્ન કરી રહ્યા હતા આશરે અડધો માઈલના ગીચ ઝાડીવાળા રસ્તાપર થઈ આખરે અમે પર્વતના શિખર પર આવી પહોચ્યા આ શિખર દરિયાની સપાટીથી લગભગ આઠ હજાર ફૂટની ઉંચાઈપર છે અને આ ચઢાણ "ઉપરી કોટની ચઢાઈ"ને નામે પ્રખ્યાત છે ઉત્તરાખ ડની મુસાફરીમા આવતા ચઢાણમા ઉપરીકોટની ચઢાઈ એક ગણના પાત્ર છે જેને ચઢતા મુસાફરો ક ટાળી જાય છે

ઉપર મથાળે જઈ પહોંચતાં ખુલ્લા ચોગાનમાં લીલી હરિયાળી જગામાં એક તરફ પાણીની પરબ અને ચાની હોટલ જણાઈ પણ આ સારી ન હોવાથી પાણી પીને સંતોષ માનવો પડ્યો. હવે નીચે ઊતરવાનો માર્ગ શરૂ થતો હતો. વૃક્ષોની ઘટામાંથી પસાર થતો સીધો ઢોળાવ પીળી માટી અને સૂકાં પાનથી છવાયેલો હોવાથી નીચે ઊતરતાં ઘડીઘડી પગ લપસતા હતા. સખત ચઢાણ ચઢીને પગ થાકી ગયા હોવાથી ઊતરતી વખતે પગપર કાબૂ રાખવો ઘણો મુશ્કેલ થઈ પડ્યો હતો તેમ છતાં લાકડીના ટેકાથી સંભાળીને આસ્તે આસ્તે ડગલાં ભરી રહ્યાં હતાં.

દૂર નીચે ગંગાનો સફેદ પ્રવાહ અને ઉત્તરકાશીના છાપરાં નજરે પડતાં હતાં. પર્વતની ધારપરના ગામડાં આકાશમાં ચઢતી ધુમાડાની સેરથી ઓળખાતાં હતાં. સામે આકાશમાં થોડાક વાદળાંથી વિંટાયેલા ગંગોત્રી અને જમનોત્રીના હિમાચ્છાદિત શિખરો સૂર્યના તાપમાં શોભતા હતા લાંબે સુધી હિમાલયના પર્વતોની હાર અનંત આકાશમા મળી જતી હતી. દૃશ્ય એટલુ સુંદર હતું કે થોડા સમય નજર ખસેડવાનુ મન થતું ન હતું પણ બપોર થઈ જવાથી ઝાડના ઝુંડ વટાવતાં, થાક ખાતા લપસતા નીચે ઊતર્યા. નીચાણના ભાગમાં ઝાડ ઓછા થઈ જવાથી તાપ સખત લાગતો હતો. પથરાવાળો રસ્તો આવવાથી વધુ કંટાળો ઊપજતો હતો છતાં ગમે તેમ કરી સાડાબાર વાગે શીંગોટની ધર્મશાળા પર જઈ પહોંચ્યા.

ધર્મશાળા બાબા કાલી કમલીવાલા તરફથી બંધાયેલી હોવાથી અત્યાર સુધી જોયેલી ધર્મશાળાનો નમુનો હતો. આસપાસ દુકાનોમાં ભોજન માટે લોટ, ચોખા અને મગની દાળ મળતી હતી,

પણ વસ્તુઓની જાત પ્રમાણમાં કંઈક ઊતરતી લાગી. આસપાસ વેરાન ડુંગર અને જંગલ હોવાથી શાક તરીકે વપરાતા બટાટા પણ ન મળ્યા અને દૂધ પણ થોડુંક હાથ આવ્યું. ધર્મશાળાની બાજુમાં વહેતા ઝરામાં સ્નાન કરી સ્વસ્થ થયા અને બપોરના ભોજન બાદ આરામ કરવાની તૈયારી કરતા હતા, એટલામા સામાન ઉંચકનાર કુલીઓનો વડો જંગબહાદુર સામાનના વજનમાં અસંતોષ હોવાથી મનનુ સમાધાન કરવા અમારી પાસે આવ્યો. હવે પછી આવતા ઉત્તર કાશીના ગામમાં કુલી એજન્સી તરફથી કુલીઓના ઉપાડેલા વજન તેમજ નામ રજીસ્ટર કરવા બાબત તપાસ થાય છે અને તે સંતોષકારક ન જણાય તો અમુક દંડ કરવામા આવે છે. આથી બધા સામાનનુ ફરીથી વજન કરવામાં ઘણો સમય પસાર થઈ ગયો અને સાંજ પડી ગઈ ગરમ કપડાં અને સાથે રાખેલાં ગરમ ઓઢવાનાં ગરમીમા બિનજરૂરી હોવાથી સામાનના વજનમાં કંઈક વધારો થયો હતો. સાંજનો સમય ચાપાણી ને વિવિધ ગપાટાંમાં પસાર થયો અને રાત પડતા સૌ પોતપોતાની જગા ખોળી વ્યવસ્થા કરવામાં પડ્યા

મંગળવાર તા. ૨૭-૫-૫૨

શીંગિટથી ઉત્તરકાશી ૯ માઈલ

પ્રભાતની ખુશનુમા હવામા શીંગિટ ચટ્ટી છોડી. ખેતરમાં ચાલતા બળદોના ગળામાંની ટોકરી રણકતી હતી અને ઝાડ પર બેઠેલા ચકલી, કાબર, હોલા ને વિવિધ રંગી પક્ષીઓ આનંદથી વિચિત્ર અવાજ કરતા હતાં. ખેતરમાં માણસો ઉત્સાહથી કામે વળગી ગયા હતા. રસ્તો સીધો અને ધીમે ધીમે નીચે ઊતરતો જતો હતો. સવારનો તડકો ધીમેધીમે પોતાનો વિસ્તાર વધારતો

જતો હતો. બે માઇલ વટાવતાં મુસાફરોના વિશ્રાન્તિસ્થાન સમા ઝુંપડાં દેખાયાં અને થોડાક ચા દૂધના ઓરડર અપાયા. આગળ જતાં રસ્તો ખેતરની બાજુમાંથી પસાર થતો હતો. માર્ગમાં બન્ને બાજુ લીલા ઝાડપાન આવતાં હતાં પણ પથરા અને પત્થરની ભૂકી પરથી ચાલવાનું હોવાથી સરલતાથી ચાલી શકાતું ન હતું. લીલી વનસ્પતિ સાથે અખરોટ, અંજીર, ગુલમોહર વિગેરે વૃક્ષોની હાર ચાલી આવતી હતી અને તેમાં કોઈકવાર જીવનના દ્વંદ્વ સમા કડવાને મીઠા લીમડા પૂર્તિ કરતા હતા. ખેતરની બહાર ઊગેલા ઘાસ અને હરિયાલા નાના છોડમાંથી વીછીના ઝાડ ડોકીયાં કરતાં હતાં.

જમનોત્રી જતાં રસ્તામાં વીછીના એક જાતના કાંટાવાલા જંગલી છોડ પુષ્કળ પ્રમાણમાં જોવામાં આવે છે. આ છોડને સ્પર્શ કરતાં એના બારીક કાંટા ચામડીમાં પેસી જઈ વીછીના ડંખ જેવી વેદના પેદા કરે છે. શરીરમાંથી કાંટા કાઢી ઠંડકવાળી દવા ચોપડતાં વેદના ઓછી થાય છે. અમારામાંથી થોડાકને જમુનાચટ્ટી પર આ છોડનો અનુભવ થયો હતો, ત્યાર પછી બધા એનાથી દૂર ભાગતા હતા.

લગભગ આઠ વાગે પુનિત ગંગમૈયાના દર્શન થયાં અને સ્વજન મળ્યાનો આનંદ થયો. સામે કિનારે નાફૂર ગામ આવેલું હતું અને ત્યાંથી આવજા કરવા નદીના પહોળા પટપર તારના દોરડાંનો ઝૂલતો પુલ બાંધેલો હતો. કિનારા પરની વૃક્ષોની ઘટામાંથી પસાર થતાં થોડે અંતરે ખેતરો આવતાં હતાં. વાવેતરમાં મુખ્યત્વે બટાટા નજરે પડતા હતા છતાં કેટલીક ક્યારીઓ લીલા કુમળા

ઝાડીક ઝાડથી છવાયેલી જણાતી હતી. વળાંક લઈ ઝરણાંનો પુલ વટાવતાં સામે ગંભીર સ્વરૂપે વહેતી ગંગા અને પર્વતોની વચ્ચે આવેલી વિશાળ ફળદ્રુપ ખીણ દેખાઈ. રેતાળ પ્રદેશમાં ઝૂંપડી બાંધી દુકાન બનાવી હતી. તેમાં ચણા, મગફળી, ગોળ, દૂધ, ચા તથા રસોઈ બનાવવાની વસ્તુઓ મળતી હતી. ડોળીવાળાઓ ચાલતાં થાકી જવાથી થોડા ચણા ને ગોળ ખાઈ શક્તિ મેળવી લેતા. એકાદ કલાક સપાટ અને ઉચાણવાળા પ્રદેશની મુસાફરી કરી ઉત્તરકાશી સમીપ આવી પહોંચ્યા. ડુંગર પરથી અનેક ઝરણાંઓ નીચે વહી રહ્યાં હતાં. એ ઝરણાંના પાણીથી કંઈક લોટ દળવાની ઘંટીઓ ચાલુ હતી. એક નિર્મળ ઝરણાં આગળ નાસ્તો કરી ઠંડુ જળ પી તાજા થયા અને થોડો વિસામો લઈ આગળ ચાલ્યા. સમય દશ વાગ્યાનો થવાથી તાપ શરૂ થઈ ગયો હતો. શરીર પરથી પરસેવાના ઝરણાં નીચાણ તરફ વહન કરવા લાગ્યા હતા. માર્ગમાં ઝાડ ઘણા અંતરે આવતાં હોવાથી તાપથી બચવું મુશ્કેલ હતું. અહીં આવતાં રસ્તામાં સામાન લાદેલા ખચ્ચરો સામા મળ્યા અને આ તરફ વાહનમાં ખચ્ચરનો ઉપયોગ થતો હોય એમ લાગ્યું. થોડીવારે ઉત્તરકાશીની ભાગોળે આવી પહોંચ્યા. કિનારાપર સામેપાર જવા તારના દોરડાંનો નવો ઝૂલતો પુલ દેખાયો ને આગળ વધતાં અગિયારે શ્રી બિરલાની ધર્મશાળામાં પ્રવેશ કર્યો.

ધર્મશાળાનું મકાન પત્થર અને સિમેન્ટનું બનાવેલું છે. ભોંય તળિયે અને માળપર બધી મળી આશરે વીશ ઓરડીઓ ઉતારુઓની સગવડ ખાતર બનાવેલી છે. ઓરડીની બન્ને બાજુ મોટી ઓશરી છે ને બહાર નાનો બગીચો છે. ધર્મશાળાની

પાછળ પીવા અને વાપરવા માટે મીઠા પાણીનો કૂવો છે. અને બાજુમાં રસોઈ કરવાની તેમજ જાજરૂની સગવડ છે ધર્મશાળા બજારથી થોડા ડગલા દૂર છે. વિક્રમ સંવત ૧૯૯૭માં જયપુર રાજ્યના પિલાની નિવાસી રાજા બલદેવદાસ બિરલાએ પોતાની પત્ની રાણી યોગેશ્વરી દેવીના પૂણ્યાર્થે આ ધર્મશાળા બંધાવી હતી. આવી સુઘડ અને સુંદર ધર્મશાળા જોઈ અમારું મન રાજી થઈ ગયુ અને રસ્તાનો થાક થોડીવારમાં ઊતરી ગયો. બજારમાથી મંગાવેલા દહીંની છાશ પીને મણિકર્ણિકાના ઘાટ પર ગંગાસ્નાન કરવા ઊપડ્યા.

બજારમાં થઈને ઘાટ પર જતાં સખત તાપ થઈગાયે હોવાથી પગ દાઝતા હતા. ઉતાવળે મણિકર્ણિકાના ઘાટપર પહોંચી સ્નાન કરવાની તૈયારીમાં પડયા ઉત્તરકાશીમાં વરણા અને અસી ગંગાનો સંગમ થતો હોઈ આ સ્થળ વારાણશી તરીકે ઓળખાય છે આ ઉપગત કાશીના જેટલુ આ સ્થળને મહત્ત્વ આપેલુ હોવાથી અહીં કાશીમા આવેલા ઘાટ, મંદિરો તેમજ અન્ય વસ્તુઓ વિદ્યમાન છે અહીંનો મણિકર્ણિકા ઘાટ થોડા પત્થરો ગોઠવી પગથિયા બનાવી ઉપજાવી કાઢેલો છે. ઘાટ નીચે ગંગાનદી માટી ને રેતીથી મેલા થયેલા અતિશય ઠંડા પાણીથી વેગથી વહી રહી છે. કપડા કાઢીને પાણીમા પગ બોળતાં ઠંડીથી શરીરપર રૂંવાડા ઊભા થઈ ગયા. પાણીનો વેગવંતો પ્રવાહ અને તીવ્ર ઠંડકને લીધે કિનારાપર બેસીને નહાવા સિવાય છૂટકો ન હતો. થોડું સ્નાન કરી ગંગાપૂજન કર્યું અને વધુ સ્નાન કરી બહાર નીકળ્યા, અને ઘણી ગરમી પડતી હોવાથી દર્શન કરવાં ન જતાં ધર્મશાળા પર પાછા ફર્યા બપોર પછી ભોજનથી પરવારી

ઘણાખરા ટપાલ લખવામા રોકાયા અને બાકીના લાબા થઈને સાજ પડવાની રાહ જોતા આરામ કરવા લાગ્યા

ઉત્તર કાશીની આસપાસનો દસ માઈલનો વિસ્તાર પ્રાચીન ઋષિ મુનિયોની તપોભૂમિ તરીકે જાણીતો છે. અહીં જમદગ્નિ, પરશુરામ, ઉદ્દાલક, નચિકેતા, કપિલ મુનિ વિગેરે ઋષિમુનિઓએ તપશ્ચર્યા કરી હતી, અને પ્રાચીન સમયમા તેમના આશ્રમો હતા ઉત્તર કાશી એક પહાડી નાનુ ગામ છે જેમા પોસ્ટ ઓફિસ, તાર ઓફિસ, પોલીસ અને મેજીસ્ટ્રેટની કચેરીઓ છે. શ્રી કાલી કમલીવાલાની ધર્મશાળા અને નાના મોટા અનેક મંદિરો છે સાજના નમતો પહોર થતા અહીંના જોવા લાયક સ્થળોની મુલાકાત લેવા બહાર નીકળ્યા. સૌથી પહેલા શ્રી વિશ્વનાથના મંદિરમા ગયા અહીં પ્રાચીન શિવલીંગ છે અને બાજુમા ગણેશ, હનુમાન વિગેરેની મૂર્તિઓ છે મંદિરના દ્વાર સામે અષ્ટધાતુનુ બનેલુ પંદર ફૂટ ઊંચુ વિશાળ શક્તિનુ ત્રિશૂળ ઊભું છે આ શસ્ત્ર કેટલા સમયથી અહીં સ્થાપિત છે તે જણાતુ નથી મંદિરમા દર્શન કરી થોડે દૂર આવેલા પરશુરામ, ભૈરવનાથ અને અન્નપૂર્ણાના મંદિરમાં થોડો સમય ગાળ્યો ત્યાથી નીકળી જયપુરના મહારાજાએ બંધાવેલા એકાદશ લીંગના શિવ-મંદિરમા દર્શન કર્યા અંધારું થવા આવ્યુ હોવાથી બજારમા થોડી ખરીદી કરવા દુકાનો પર ફરવા લાગ્યા અહીંના નાનકડા બજારમા ગરમ તથા સુતરાઉ કાપડ, તાંબા પિત્તળ અને એલ્યુમિનિયમના વાસણો ચામડા ને કેનવાસના જોડા, કાતર, ચપ્પુ વિગેરે કટલરી, બેકેલાઈટ, પ્લાસ્ટીક તથા કચકડાનો સામાન, ઈંગ્લીશ તેમજ દેશી બનાવટના બિસ્કીટ, સૂકોમેવો, પીપરમીંટ,

ચોકલેટ, લિપ્ટન, બ્રુક બોન્ડ વિગેરે બનાવટની ચાના ડબ્બા, કોફી, કોકો ઓવલટાઈન વિગેરે પીણાના ટીન, સાબુ, અત્તર અને માથામાં નાખવાના તેલ, ગરમ મોજાં, મફલર, ટોપી, બેટરી તથા બેટરીનો સામાન તથા બીજી અનેક પરચુરણ વસ્તુઓ મળે છે. ખાવા પીવામાં દૂધ, દહીં તથા મીઠાઈ મળે છે પણ દૂધ સારું મળતું નથી. શાક ભાજીમાં બટાટા સિવાય બીજું નજરે પડતું નથી આ ઉપરાંત થોડી જરૂર પૂરતી દવાઓ પણ મળે છે. બજારમાંથી જરૂર પૂરતી વસ્તુઓ ખરીદી ધર્મશાળા પર ગયા. ઉત્તર કાશીમાં હિમાલયના પ્રખ્યાત સંત સ્વામી શ્રી તપોવનજી મહારાજ નિવાસ કરે છે, પણ સમયના અભાવે અમે તેમની મુલાકાત ન લઈ શકયા. રાત્રીનો સમય થયો હોવાથી ચાપાણીથી પરવારી સુવાની તૈયારી કરવા લાગ્યા.

### બુધવાર તા. ૨૮-૫-૫૨
#### ઉત્તરકાશીથી મનેરી ૯ માઈલ

સૂર્યોદય પછી થોડી વારે ઉત્તરકાશીથી વિદાય લીધી અને ગંગાકિનારે આગળ વધતા લગભગ અડધા માઈલપર પૂર્વમાં એક નાનું મેદાન જોયુ. આ સ્થાન પર પ્રાચીન સમયમાં પાંડવોનુ લાક્ષાગ્રહ હોવાનું મનાય છે સપાટ પ્રદેશમા એક માઈલ આગલ ચાલતાં અસી ને ગ ગાના સંગમના દર્શન થયાં. અસીના નીલ નિર્મળ જલ ગંગાના રેતીવાલા મેલા પાણીમા એક થઈ જતા સુંદર દેખાવ નજરે પડતો હતો. સંગમ આગળ ઘણી માછલીઓ છે. અહીંથી ઉત્તરમા ૧૮ માઈલ પર ડોડીતાલ નામનુ તલાવ છે, જ્યાં આગળથી અસી નદી નીકળતી હોવાનુ મનાય છે. ડોડીતાલ આગળ ગણેશજીનો જન્મ થયો હોવાની દંતકથા છે

કિનાશ પર આગળ વધતાં, સામા મળતાં બકરી અને ઘેટાંન ટોળામાંથી પસાર થતા, રસ્તામાં આવતી ચટ્ટીની ઝૂંપડીઓમાથી ચા અને પાણી પીતા અગિયાર વાગે મનેરી આવી પહોંચ્યા. અહીં શ્રી કાલી કમલીવાલાની ધર્મશાળામાં અમારે માટે વ્યવસ્થા તૈયાર હતી. થોડો આરામ કર્યા બાદ ધર્મશાળાની નીચે વહેતાં મોટા ઝરણામાં સ્નાન કરી કપડાં ધોઈ બપોરના ભોજનથી નિવૃત્ત થઈ ગપ્પાં મારતાં, કાર્યક્રમ ગોઠવતાં મોટા ભાગનો સમય પસાર કર્યો. અહીં ધર્મશાળા માખીથી છવાયેલી હતી. ડી ડી ટી. પાવડર છાંટતા પણ કંઈ અસર ન થઈ. ધર્મશાળાના છેડા પર એક મોટો ખડક થોડા ટેકાથી અદ્ધર લટકી રહ્યો છે અને સખત વાવાઝોડા અથવા ધરતીકંપમાં નીચે ગબડી પડી ગંભીર નુકસાન થવા સંભવ છે ધર્મશાળાની બાજુમાં નાનુ કુદરતી મનોરમ્ય સ્થાન છે ખડકની બનેલી દીવાલો વચ્ચે નાનકડા પાણીના કુંડમાં પંદર ફૂટની ઊંચાઈએથી બે પાણીના ધોધ નીચે સતત પડયા કરે છે. પાણીના કુંડ આગળ ખડકની મોટી મોટી શીલાઓ પડેલી છે આસપાસનુ વાતાવરણ સુંદર ને શાંત હોવાથી ધમાલિયા જગતની ખટપટો વિસરી જઈ ઈશ્વરની લીલામાં એકધ્યાન થઈ લીન થઈ

ધપતા હતા. બે માઈલ કાપ્યા પછી એક જગાએ નાની ઝૂંપડીમાં ભેંસ દોહી તાજું દૂધ આપવાની મરજી બતાવી અને ધારોષ્ણ દૂધ પી સંતુષ્ટ થયા. ચઢ ઊતરનો રસ્તો વટાવતા ગામડાં અને ખેતરો જોતા પોણાનવે મટલાચટ્ટી આવી પહોંચ્યા. અહીં પીલંગના અને ગંગાનો સંગમ થાય છે અને અહીંથી કેદારનાથ જવાનો રસ્તો જુદો પડે છે. કેદારનાથ જતા યાત્રીએ ગંગોત્રીથી અહીં સુધી પાછા આવી આ રસ્તે કેદારનાથ જવું પડે છે.

મટલાચટ્ટી પછીનો રસ્તો નદી પરની ભેખડો અને પર્વતના ખડકોમાં કોતરી કાઢેલો છે. એક તરફ ઊંચા પર્વતો ઊભા છે જેમાંથી કેટલાક ખડકો છત્ર માફક માર્ગમાં લટકી રહ્યા છે અને કેટલાક મોટી ગુફાકારે વરસાદ તાપ અને ઠંડીથી બચવા સગવડ આપી રહેલા છે. બીજી તરફ નીચાણમાં ગંગાજી પૂરવેગે ખડકોમા થઈ ભડકેલી હરિણી માફક આગળ ધસી રહી છે. ખડકને રસ્તે સાડા નવે ભટવાડી આવી પહોંચ્યા અને કાલી કમલીવાલાની ધર્મશાળામાં મુકામ કર્યો

ભટવાડીમાં એક નાની સ્કૂલ, પોસ્ટ ઓફિસ ડાક બંગલો અને થોડી પરચુરણ સામાનની દુકાનો છે. અહીંથી ચાર માઈલ પર આવેલા ડુંગર પર શેષશાઈ ભગવાનનુ મંદિર છે જ્યાંથી એક ઝરણું નીચે વહી ગંગા નદીને મળે છે આ ઝરણુ અહીં વાલુદા નદી તરીકે ઓળખાય છે. નદીને કિનારે ટેકરી પર શ્રી ભાસ્કરેશ્વરનુ મંદિર છે જ્યાં સૂર્ય ભગવાને અનેક વર્ષ તપશ્ચર્યા કરી હતી. ખલખલ વહેતા ઝરણામાં આનંદથી સ્નાન કરી તાજા થઇ ભોજન વિધિ પતાવી અને સાજ પડતા શ્રી ભાસ્કરેશ્વરના મંદિરમા દર્શનાર્થે ઊપડ્યા, મંદિરમાં પૂજાવંદન કરી બહારના ચોગાનમાં આસપાસનુ સૌંદર્ય

નિહાળી રહ્યા હતા તેવામા ઉત્તરકાશીથી ગંગોત્રી જતા હિમાલય નિવાસી મહાત્મા શ્રી તપોવનજી મહારાજ દર્શન કરવા પધાર્યા, અને અમને અચાનક એમના દર્શનનો લાભ મળ્યો. થોડીવારમા એક પછી એક બધા મહારાજની સાનિધ્યમા જઈ બેઠા અને વધુ પરિચય થતા એમના વચનામૃત અને સત્સંગનો લાભ મળ્યો. સાંજના સાડા સાત થવાથી સ્વામીજીની વિદાય લઈ પાછા ફર્યા અને મહાત્મા અને સત્સંગ વિષે વાતો કરતા ધર્મશાળા પર જઈ પહોચ્યા

શુક્રવાર તા. ૩૦-૫-૫૨

ભટવાડીથી ગગનાણી ૯ માઈલ

રોજ પ્રમાણે ડોળીમા ને પગપાલા ભટવાડી છોડી આગળ વધવા લાગ્યા ગંગાનદીની ભેખડો ઉપર ઊંચા ડુંગરોમાથી માર્ગ જતો હતો અને ધીમે ધીમે ચઢતા આશરે હજાર ફૂટ ઊંચે ફરી રહ્યા હતા નીચે ખીણમા કોઈકવાર નદીનો ઘુઘવાટ સંભળાતો હતો સાડાત્રણ માઇલ ચાલ્યા પછી આઠ વાગે એક ચટ્ટી આવતા અમારા એક કુટુંબીજનને શ્રમ અને વાયુના દબાણથી તબિયત પર અસર થઈ અને થોડીવાર બેહોશ થઈ ગયા. તાત્કાલિક ઉપચાર અને દવાથી થોડીવારમા તબિયત ઠીક થઈ ગઈ ને આગળ ચાલવાનુ શરૂ કર્યું. લગભગ નવ વાગે અનેક ડુંગરા વટાવ્યા પછી ગંગા કિનારે આવી પડયા અને તારના દોરડાનો ઝૂલતો પુલ પસાર કરી સામે કાંઠે પહોચ્યા અહીં પુલના પાટિયા ને તારના દોરડા જૂના થઈ જવાથી પુલ પર એક સાથે બેથી વધુ માણસ જઈ શકતા ન હતા સામે કિનારે થોડુંક ચઢીને ઉપર આવતા બીજી ચટ્ટી રસ્તામા આવી ત્યા ચા પાણી પી થોડો વિસામો કર્યો

આગળ વધતાં દીના ને ગંગાના સંગમ સ્થાન આગળથી પસાર થયા ને હવે પછીનો રસ્તો નદી કિનારે આવેલા કાળા પહાડના ખડકોમાં થઈને જતો હોવાથી ચાલવામાં કઢંગો લાગતો હતો. કેટલીક જગાએ લીલી ઝાડી, ગુલાબના છોડ, નેતર જેવા ઘરૂની ઝાડી, દેવદાર તથા બીજાં જંગલી વૃક્ષો ઠંડક આપી મુસાફરીમાં રાહત આપતા હતા. એક જગાએ નદીનો મનહર ધોધ પડી રહ્યો હતો. ધોધ આગળથી નીચે વહીને કુલા નદી ગંગાને ભેટવા દોડતી હતી. નદી પરનો પુલ વટાવી જંગલ ઝાડીમાંથી પસાર થતા અગિયારે ગંગનાણીના ડાક બંગલાના પાટિયા નીચે આવી ઊભા. ઉપર આવેલા ગરમ પાણીના કુંડમાંથી ઉભરાતું પાણી રસ્તા આગળ નીચે પડી વહી જતું હતું. થોડુંક નીચે ઊતરી ગંગા પરનો ઝૂલતો પુલ પસાર કરી ધર્મશાળામાં આવ્યા. અહીં ધર્મશાળા મોટી અને વધારે સગવડવાળી હોવાથી બધાને ઘણો આનંદ થયો.

ઓળખાય છે. અસલ અહીં પારાશર મુનિનો આશ્રમ હોવાનું મનાય છે. ગરમ પાણીના કુંડમાં સ્નાન કર્યા બાદ શરીર પર મધમાખી જેવી માખીઓ ચોંટી કરડી ખાય છે, આથી ઝડપથી શરીર લુછી કપડાં બદલવા પડે છે અહીં આજુ બાજુ થોડા પંડાઓ એમનો હક્ક લગાવી કુંડ આગળ બેઠેલા રહે છે અમને આવતા જોઈ તે અમારી આસપાસ વિટાઇ વળ્યા અને કુંડમાં સ્નાન કરતાં સંકલ્પ મુકાવી દક્ષણા મેળવવા તલપાપડ થઇ ગયા. કુંડ આગળથી પાછા ફરતાં બપોર થઈ ગયા અને જમી પરવારતાં સાંજ પડી ગઇ રાત પડતાં થોડાં ભજન ગાઇ થાકયા પાકયા પોતાની જગાએ સુઈ ગયા.

### શનિવાર તા. ૩૧-૫-૫૨

ગંગનાણીથી ઝાલાચટી ૧૧ માઈલ.

સવારના તૈયાર થતાં સૂર્યોદય થઈ ચુકયો અને ગંગનાણી છોડી આગળ ચાલતા છ વાગી ગયા સવારનો ઠંડો પવન કાન સોસરવો નીકળી જતો હતો અને ઠંડીથી બચવા શાલ ને ગલપટ્ટા કાન ઉપર વિંટાળવા પડયા. ગંગા પરનો પુલ વટાવી સામે પાર જતાં ગઈ કાલ જેવો રસ્તો જણાયો. પર્વત પરથી ગબડી પડેલા ખડકો મહાકાય અજગરો માફક મોઢું ફાડી બેઠેલા લાગતા હતા રસ્તો પત્થરવાળો અને ચઢ ઊતરનો હતો પણ વચમાં આવતાં રંગબેરંગી ફૂલોની ઝાડી અને વિવિધ પ્રકારના વૃક્ષો સુંદર વાતાવરણ ખડું કરતા હતા બે માઈલનો રસ્તો વટાવી એક લોખંડના પુલ પર આવી પહોચ્યા. રેલ્વેની વપરાશમા આવતો લોખંડના મોટા પાટડાથી બનાવેલો દશ ફૂટ પહોળો પુલ આ તરફ પહેલ વહેલો નજરે પડયો. હવે જંગલ ઝાડી લગભગ અલોપ થયાં હતા અને આજુબાજુ હજારો ફૂટ ઉંચી કાળા અને

પીળા પહાડની દીવાલો નજરે પડતી હતી. કેટલેક ઠેકાણે પહાડ પરનાં ઝરણાં નીચે ઊતરી નદીમાં સમાઈ જતાં હતાં; અને નદીનો ઘુઘવાટ એક સરખો કાનમાં પડઘા પાડી રહ્યો હતો. સાડા આઠ વાગે લોહારીનાગ પહોંચ્યા અને ત્યારપછીના ત્રણ માઈલ કાળા, પીળા અને લાલ પત્થરના પહાડ જોઈ કંટાળી ગયા. કેટલીક જગાએ દૂરથી પર્વતના ઢોળાવ પર દેવદારની ઝાડી અને શિખરો પર રહ્યા સહ્યા બરફના ધાબાં દેખાતાં હતાં. અઢી માઈલની મજલ પછી દશ વાગે હરિયાળા ડુંગર પર આવી પહોંચતાં કંઈક આનંદ થયો પણ સખત ચઢાણ ચઢીને સૂકી ચટ્ટી પર પહોંચતા થાકી ગયાં. સૂકીની ધર્મશાળામાં બેસવા માટે થોડી જગા મળી. આસપાસ પ્રદેશમાં આવેલા બરફના શિખરો પરથી પાણીનાં ઝરણાં નીચે વહી રહ્યાં હતાં. ધર્મશાળામાં નાસ્તો કરી ચા–પાણી પી તાજા થયા અને બે કલાકનો આરામ કરી આગળ વધવા એક વાગે તૈયાર થયા.

એક માઈલની સખત ચઢાઈ બાદ સૂકી ગામ આગળથી પસાર થયા અને પાનાના બંગલા જેવું લાકડાનાં આશરે પચાશ ઘરનું બનેલું સૂકી ગામ કંઈક વિચિત્ર લાગ્યું. ઉપર ચઢવાનુ હજી ચાલુજ હતું. થોડીવારમાં આશરે સાત હજાર ફૂટ ઊંચી ટોચ પર ચઢી નીચે નજર નાંખતાં બરફથી છવાયેલા પર્વતો વચ્ચે પહોળી ખીણમાં થઈ ગંગા નદી સર્પાકારે વહેતી હતી. થોડે દૂર ઝાલા ગામનાં લાકડાના ઘરો દેખાતા હતા અને ખેતરોમાં લીલાછમ ઘઉંના છોડ પવનમાં આમતેમ ઝૂલી રહ્યાં હતાં. અઢી વાગે ઝાલા ચટ્ટી પર આવી પહોંચ્યા. અહીંની ધર્મશાળા કાલીકમલીવાળા તરફથી બનાવેલી છે, પણ ઓરડીઓ વચ્ચેનો ખુલ્લો ભાગ અને

આજુબાજુ લગાવેલી લાકડાની જાળી નાના સ્ટેશનના પ્લેટ ફોર્મની યાદ આપતો હતો ધર્મશાળાની પાછળ નાની અંધારીયા ઓરડીમા રસોઈ થઈ રહી હતી ઠંડી વિશેષ લાગતી હોવાથી ચા પીધા વગર ચાલે તેમ ન હતું, આથી બે ચાર પથરા ગમે તેમ ભેગા કરી ચૂલો બનાવ્યો અને દેવદાર તથા બીજા જંગલી લાકડા ચેતાવી ચાનુ તપેલુ ચઢાવ્યું. ચા પતી ગયા પછી એ જ ચૂલા પર રસ્તામા ખાવા માટે નાસ્તો બનાવવા બેઠા ત્યારે કોઈ સ્થળે ઉજાણી પર આવ્યા હોઈએ એવો ભાસ થતો હતો

સાંજે ધર્મશાળા નીચેની ઓરડીમા ભરાઈને પેટપૂજા કરી પણ જમીને ઊઠતા હાથ ઠરી જવાથી ગરમ પાણીથી હાથ ધોવા પડ્યા. ઓરડીઓમા બહુ જુજ જગા હોવાથી મોટા ભાગની સુવાની વ્યવસ્થા બહારના જાળીવાલા ખંડમા કરવાની હતી બરફના પહાડ પરથી આવતો ઠંડો પવન શરીરને હચમચાવી મૂકતો હતો એટલે જાળી આગળ સાથે લાવેલા મીણિયાના કકડા બાંધી દીવાલ બનાવી દીધી, અને પહેરેલા તથા ઓઢેલા ગરમ કપડાની હૂંફમા આખી રાત્રી પસાર કરી.

ધર્મશાળા આગળ પાણીના ઝરણામાથી પત્થરની નીક બનાવી નળ જેવુ બનાવ્યુ છે અને બાજુની દુકાનમા સરકાર તરફથી પોસ્ટ ઓફિસ અને થોડીક દવાનો બંદોબસ્ત છે અહીં આસપાસ દૂધ મળતું ન હોવાથી એકાદ માઈલ દૂરથી દૂધ મંગાવવુ પડે છે

રવિવાર તા. ૧-૬-૫૨

ઓલાથી ભૈરવઘાટી ૧૨ માઈલ

બરફ છવાયેલા ઊંચા પર્વતો વચ્ચે ઝીણી ચટ્ટી આવી હોવાથી અહીં વિશેષ ઠંડી પડે છે અને કોઈવાર કરાનો વરસાદ પણ

વરસે છે. આખી રાત ગરમ કપડામાં લપેટાયેલા હોવાથી સવારના તૈયાર થતાં જરા મુશ્કેલી લાગી, તેમ છતાં છ વાગે ધર્મશાળામાંથી બહાર નીકળી ચાલવાનું શરૂ કરતાં શરીરમાં ગરમી આવવા લાગી. અડધો માઈલની ચઢ-ઉતર પછી ગંગાના વિશાળ રેતાળ પટ પર ઊતરી આવ્યા અહીંથી આસપાસનો પ્રદેશ હર્સિલ તરીકે ઓળખાય છે. હર્સિલ ત્રણ ભાગમાં વહેંચાયલું છે. શરૂઆતનો પ્રદેશ શ્યામ-પ્રયાગ કહેવાય છે, અહીં શ્યામ ગંગા અને ભાગીરથીનો સંગમ છે. એ માઈલ જતાં ગુપ્ત પ્રયાગનું રમણીય સ્થળ આવે છે. બરફના ડુંગરો વચ્ચે આવેલા સપાટ પ્રદેશમાં અનેક ઝરણા રેતીવાળી જમીનમાં થઈ ભાગીરથીમાં જઈ મળે છે કેટલી જગાએ ગંગા નદી પણ ભિન્ન પ્રવાહોમાં વહે છે. હર્સીલ લાકડાના ઘરોનું બનેલું નાનું ગામ છે. જેમાં ખાસ કરીને નેલંગ ઘાટમાંથી વેપાર અર્થે આવીને વસેલા ભૂતાન અને તિબેટના વતનીઓ છે. આ લોકો ઘેટાં બકરાં પર તિબેટ બાજુથી સામાન લાવી આ તરફ વેચે છે અને બકરાંના વાળમાંથી ગરમ કાપડ બનાવે છે ગામમાં ઘણે ઠેકાણે બકરાં ને ઘેટાંના ટોળા બેઠેલાં જણાય છે ગામથી થોડે દૂર શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર અને ફોરેસ્ટ ડિપાર્ટમેન્ટની સબ ડિવીઝનલ કોર્ટ છે. બ્રિટિશ સરકારના વખતનો ફોરેસ્ટ ઓફિસરનો બંગલો અને એક પંજાબીની વાડી છે જેમાં કાશ્મીર તરફ મળતાં ઠંડા પ્રદેશના પુષ્કળ ફળો થાય છે.

નાની નદીઓ અને અનેક ઝરણાં વટાવતાં ગંગા નદીનો પુલ ઓળંગી સામે પાર ગયા. આ સ્થાન હરિપ્રયાગ નામે ઓળખાય છે. દેવદારના ઝાડની ઘટામાં થઈ ગંગા કિનારે અનેક ઝરણાં વટાવતાં સવા નવે ધરાલી પહોંચ્યા. અહીં દુકાનમાં મગની દાલનો મગજ

—

મળતો હોવાથી આ દૂધ સાથે નાસ્તો કર્યો. ધરાલી પણ એક નાનું પહાડી ગામ છે, જેમાં તિબેટ તરફના પહાડી લોકો વસે છે. અહીં કાલી કમલીવાલાની ધર્મશાળા છે ને આસપાસ સાધુઓની કુટિરો છે. ગંગાને સામે કિનારે ગંગોત્રીના પંડાઓનું ગામ મૂખવી મઠ છે. સામે નજર કરતાં શ્રી કંઠ પર્વત દેખાય છે જ્યાં ભગીરથ રાજાએ તપશ્ચર્યા કરી હતી. કિનારા પર ધરી આવેલી માટીમાં દટાયેલા શિવમંદિરના ચળકતા કળશ હજી પણ એવા જ તેજસ્વી છે. ધરાલીથી ઊપડી દેવદારના જંગલો વટાવતાં ખડકો પર થઈ ઝરણાંના ઠંડા જલપાન કરતાં ધીમે ધીમે ઉપર જતાં હતાં. કોઈ વાર જંગલની ઘટાને લીધે મહાબળેશ્વર-માથેરાનમાં ફરતાં હોય એમ લાગતું. સાડા અગિયારે જાંગલા ચટ્ટી પહોંચ્યા. હવે પછી પહાડ પર ચઢવાનો ખરાબ રસ્તો શરૂ થતો હતો. ખડકોમાં ફરતાં કઠીન ચઢવાનું આવતાં કંટાળો જણાતો હતો પણ વચમાં દેખાતા સુંદર ધોધ જોઈ વેદના ભૂલી જતા. જાંગલામાંથી દોઢ માઈલ પર આવતાં બે રસ્તા જુદા પડતા હતા. એક રસ્તો ઉપર નેલંગ ઘાટ થત તિબેટ જતો હતો અને નીચેનો માર્ગ નદી કિનારે ગંગોત્રી લઈ જતો હતો. આગળ વધતાં ખડકમાંથી કોતરી કાઢેલો ખરાબ રસ્તો ભાગીરથી અને જાડ ગંગાના સંગમ આગળ થઈ જાડગંગાના મોટા લોખંડના પુલ વાટે સામે પાર જતો હતો. નીચેથી જાડગંગા નીલ જળ વડે તોફાની સ્વરૂપે વહી જતી હતી. અસલમાં આ સ્થળે સાતસો ફૂટ ઊંચે લેખડ પર તારના દોરડાંનો ઝૂલતો પુલ હોવાથી મુસાફરોને સામે પાર જવા પારાવાર મુશ્કેલી નડતી હતી. નીચે જોતાં ચક્કર આવીને પુલ પરથી નીચે નદીમાં ગબડી પડવાના દાખલા બનેલા સાંભળવામાં આવે છે. હાલમાં નીચે મોટો

લોખંડનો પુલ બનાવેલો હોવાથી નિરાંતે તેના પર થઈને જઈ શકાય છે. નવા પુલ ઉપરથી હજી પણ આકાશમાં ઝૂલતા જુના પુલના દોરડાં અને લાકડાંના થાંભલા જોઈ શકાય છે. અહીંથી ભૈરવ ઘાટીના સખત ચઢાણની શરૂઆત થાય છે. શરૂઆતનો રસ્તો નદી કિનારે ખડક પર થઈ જતો હોવાથી ભયજનક છે અને મુસાફરોને કંઈક રાહત આપવા નદી તરફ લાકડાંના કઠેરા બનાવેલા છે પણ હાલમાં તેમાંથી થોડાક લાકડાં ફક્ત શોભાના લટકી રહ્યા છે.

સખત ચઢાણ ચઢીને ભૈરવ ઘાટીની ધર્મશાળામાં પહોંચતાં ઘડિયાલમાં દોઢ વાગ્યો આ સ્થાન દરિયાની સપાટીથી લગભગ નવ હજાર ફૂટ ઊંચે હોવાથી બપોરના સખત ઠંડી લાગતી હતી અને કવચિત્ વરસાદના છાંટા પડી ઠંડીમાં વધારો કરતા હતા. ધર્મશાળાઓ વચ્ચે ચોગાનમાં ભૈરવનાથનું નાનુ મંદિર છે. અહીં આસપાસ પાણીનું ઝરણુ ન હોવાથી ગંગોત્રી જવાના માર્ગ પરના ઝરણાંમાંથી લાકડાની નીકો વડે પાણી લાવી સિમેન્ટની ટાંકીમાં ભેગું કરવામાં આવે છે.

સોમવાર તા. ૨-૬-૧૯૫૨

ભૈરવઘાટીથી ગંગોત્રી ૬ માઈલ

ભૈરવનાથની વિદાય લઈ સવારે છ વાગે સંઘ આગળ વધ્યો. દેવદારના જંગલોમાં ઝરણાંના સંગીત અને પક્ષીઓના કલરવ ચાલુ હતા. થોડે અંતરે અખરોટ અને પીચના ઝાડો આવતાં હતા. ગુલાબ જેવા બીજા રંગીન ફૂલની ઝાડી અને ફર્નના છોડ દૂર સુધી પથરાયેલા નજરે પડતાં હતાં. ગંગોત્રી તરફનો બરફથી ઢંકાયેલો ને વાદળાંથી ઘેરાયેલો એક પર્વત ઘડીઘડી ડોકિયાં કરતો હતો.

આસપાસના પર્વતો પરથી બરફ ઓગળી ઝરણાંના ધોધ પડતા હતા. રસ્તાની ઊંચાઈને લીધે નદી ક્વચિત નજરે પડતી હતી આ પ્રદેશમા એક બે દિવસથી જંગલી ગાય રસ્તામાં દેખાતી હતી. આ ગાય ઠીંગણી, કાળી અને બહુ દેખાવડી હોય છે. સહેજ આગળ ઢળતા શીંગડા અને કપાલ અને પૂછડા પર વાળના ગુચ્છા હોય છે. આ ગાય અહીં લોટિયા ગાય તરીકે ઓળખાય છે. આ તરફ નાના ઢોરના ટોળાં નજરે પડે છે છતાં દૂધ ઘીની સાધારણ તંગી છે. રસ્તાની ચટ્ટીમાં ગંગાના મેલા પાણી જેવી ગોળની ચા મળે છે.

ચાર માઈલ પર પહાડના પોલાણમાં ગુફા જેવુ હોવાથી તેમાં ચાની દુકાન બનાવવામા આવી હતી આ સ્થળે થોડું થોભી આગળ ચાલ્યા અને કુદરતી શોભા જોતાં ડુંગર પરની પગથી પર ચઢતાં ઊતરતા લગભગ દશ વાગે ગંગોત્રી સમીપ આવી પહોચ્યા. રસ્તામા કેટલેક ઠેકાણે હિમાલયના જંગલમાં વસતા મહાત્માઓની કુટિરો દૂરથી દેખાતી હતી. ગામમા પહોચી શ્રી કાલી કમલીવાલાની ધર્મશાળામા મુકામ કર્યો અને થોડો આરામ કરી સ્નાન કરવા ગંગા કિનારે આવ્યા. બહાર સખત ઠંડો પવન ફુંકાતો હતો વાદળ ઘેરાયેલા આકાશમાંથી થોડી થોડી વારે વરસાદની ઝરમર વરસી જતી હતી. કિનારા ઉપર મોટા તાવડામાં ગંગાજળ ભરી દેવદારના લાકડા બાળી તપાવવામા આવતું હતું પણ અતિશય ઠંડીને લીધે બરફ જેવું ઠંડુ પાણી માડમાંડ નહાવા જેવું થતું આવતી કાલે ગંગા દશમી હતી એ ઉપરાંત આટલુ કષ્ટ વેઠી ગંગોત્રી આવ્યા છતા ગંગાસ્નાન ન કરીએ એ બને કેમ? આટલી હિંમત કરતાં પણ બરફના પાણીમા નહાવું એ એક કસોટી હતી. ગંગાજીનો

વેગવંતો પ્રવાહ અને પાણી એટલુ બધુ ઠંડું કે શરીર સાથે સ્પર્શ થતાં અંગ ચેતન વિહીન થની લાકડાં જેવું થઈ જતું, આથી આગળ વધી ડૂબકી મારવી એ અસંભવિત હતું. અમારામાથી એકજણ કિનારા પર શાલ લઈ ખડે પગે તૈયાર રહેતો અને બીજાંઓ કિનારાપરના પત્થર પર બેસી હિંમતથી લોટા વડે સ્નાન કરી જલદી શરીર લૂછી શાલ ઓઢી તાપણા આગળ જઈ બેસતા. સ્નાન અને પૂજન કરી ગંગાજીના ગંદિરમાં દર્શન કરવા ગયા.

ગંગા કિનારે જયપુરના મહારાજાએ નાના મંદિરની જગાએ મોટુ વિશાળ મંદિર બંધાવ્યુ છે બહાર મોટા ઘંટ લટકે છે, અને અંદર ગંગાજી, ભગીરથ, વગેરેની ઘણી મૂર્તિઓ છે બાજુમાં શિવ અને ગણુપતિના મંદિરો છે. મંદિરની પાછળ નાનુ બજાર છે, જેમાં પેંડા જલેબી વગેરે મીઠાઈ મળે છે અને સાધારણુ જરૂર ઉપયોગી વસ્તુઓ વેચાય છે ગંગોત્રીથી લોટામા ગંગાજળ ભરી ઉપર સીલ લગાવી લોકો પોતાના ઘરમાં સાચવી રાખે છે અને કેટલાક આ ગંગાજળ સેતુબંધ પહોચી રામેશ્વર ચઢાવે છે. આ ગંગાજળ ભરવા બજારમા નાના લોટા મળે છે અને તેમાં પાણી ભરીને સીલ કરી આપે છે.

બપોરના ભોજન પછી થોડો આરામ લઈ મહાત્માની કુટિરો તરફ દર્શન કરવા ઊપડ્યા અને ભાગીરથીનો પુલ વટાવી સામે કાઠે આવેલા શ્રી કૃષ્ણાશ્રમ સ્વામીના આશ્રમમા જઈ પહોચ્યા હિમાલય નિવાસી શ્રી. કૃષ્ણાશ્રમ સ્વામી લગભગ પચાસ વર્ષથી બારે માસ અહીં નગ્ન અવસ્થામા સમાધીમાં બેસી રહે છે. કુટિરમાં એમના દર્શન કરી પાવન થયા અને કંઈક સંદેશો

આપવા જણાવ્યું પણ મૌન પાળતા હોવાથી હથેલીમા આગળી વડે કંઈક લખી જણાવ્યુ અમને એમા કાઈ સમજ ન પડી પણ એમની તહેનાતમા રહેતી શિષ્યાએ એનુ સ્પષ્ટીકરણ કરી સમજાવ્યું કે પરમાત્મા હૃદયમા વસે છે અને માણસોએ પોતાનુ જીવન લોકકલ્યાણમા વાપરવુ જોઈએ થોડું આગળ વધતા યોગ નિકેતનમા સ્વામી વ્યાસની મુલાકાત લઈ થોડો સમય સત્સગ અને પ્રવચનમા ગાળી ગૌરી કુંડ તરફ જવા નીકળ્યા આ વખતે વાદળ ઘેરાઈને થોડા છાટા પડવાથી હવા અતિશય ઠંડી થઈ ગઈ અને બધા ટાઢથી ધ્રૂજી ઊઠયા

ગ ગોત્રીથી એક માઈલ પર ભાગીરથી મોટા ખડકો વચ્ચેથી એક મોટા ગોળાકાર કુડમા ધોધ રૂપે પડે છે. આ ધોધ નીચે એક મોટુ શિવલીંગ હોવાનુ મનાય છે જે કારતક માસમા પાણી ઓછુ થતા બહાર દેખાય છે આ સ્થળ ગૌરી કુડ તરીકે ઓળખાય છે અહીં ભાગીરથી પર એક લાકડાનો પુલ બનાવેલો છે પણ તે ઘણો જીર્ણ હાલતમા હોવાથી પુલ ઉપરથી નિરીક્ષણ કરતા ઘણું સાવચેત રહેવુ પડે છે પાછા ફરતા કેદારગગાને ભાગીરથીના સ ગમ આગળ થઈ નદી પરના પુલ પસાર કરી ધર્મશાળામા આવી પહોચ્યા સાજ પડવા આવી હતી, વાદળા વિખરાઈ જઈ આકાશ તદ્દન સ્વચ્છ થઈ ગયુ હતું ઉત્તરમા સફેદ બરફથી છવાયેલા શિવની જટા જેવા પર્વતના શિખરો નીલ આકાશમા ચોખ્ખા નજરે પડતા હતા

ઢંકાયેલો રહે છે. ભાગીરથી મોટા સપાટ રેતાળ પટમાં વેગથી વહે છે. અહીંથી અઢાર માઈલ પર અખંડ બરફ છવાયેલા પ્રદેશમાં ગોમુખ આગળ બરફની દીવાલો ઉપરથી ગંગા નદી ઝરણાં રૂપે નીચે વહે છે. ત્યાં જવા માટે સરખો રસ્તો બનાવેલો નથી. આખો રસ્તો ઘણો વિકટ અને બરફવાળો હોવાથી અષાડ મહિનામાં બરફ પીગળ્યા પછી કેટલાક યાત્રીઓ ત્યાં જવાનું પસંદ કરે છે ને રસ્તામાં આવતી ગુફામાં રાતવાસો રહેવું પડે છે. કેટલાક હિંમતવાન અને જિજ્ઞાસુ યાત્રીઓ અનેક જાતનાં કષ્ટ વેઠી ગોમુખ જવાનું જોખમ ખેડવા તૈયાર થાય છે બાકી પરદેશથી આવેલા મુસાફરો પ્રકૃતિ સૌંદર્ય જોવા એ તરફ જાય છે

મંગળવાર તા. ૩-૬-૫૨

ગંગોત્રીથી ધરાલી ૧૨ માઈલ

આજે ગંગા દશમીનો તહેવાર હતો. અમારાં અહો ભાગ્ય હતાં, કે આ દિવસે અમે ગંગોત્રીમાં હતા. પ્રાચીન સમયમ ભગીરથ રાજાની કઠોર તપશ્ચર્યાથી પ્રસન્ન થઈ ભગવાન શંકરે પોતાની જટામાં ગંગા ધારણ કરવાનું વચન આપ્યું. જ્યેષ્ઠ માસની શુકલા દશમીને દિવસે હસ્ત નક્ષત્રમાં ગંગાજી બ્રહ્મલોકમાંથી નીકળી શિવની જટામાં ઊતરી આવ્યા. આ દિવસ ગંગાદશમી તરીકે ઓળખાય છે અને હિંદુઓમાં એક મોટા તહેવાર તરીકે પળાય છે. આ દિવસે દૂર દૂરથી લોકો ગંગાસ્નાન માટે આવે છે અને ગંગાને કિનારે મોટા મેળા ભરાય છે. ગંગોત્રીની આસપાસ વસતા પહાડી લોકો આ દિવસે ભેગા મળીને ગંગાની સવારી કાઢે છે અને મોટો મેળો ભરી આનંદ ઉત્સવમાં દિવસ પૂરો કરે છે.

સવારે નિત્યકર્મ પરવારી ગંગાજીના દર્શન કર્યાં અને અમારા ગોર જીવાનંદનો આભાર માની ગંગોત્રીથી વિદાય લીધી. ગંગોત્રી છોડતાં મગજમાં અનેક વિચારો ઘુમવા લાગ્યા. અહીં વસતા તપસ્વીઓ ને મહર્ષિઓ, ભગીરથ રાજાની તપશ્ચર્યા ને શ્રી શંકરાચાર્યનો દિગ્વિજય, નજર આગળ તરતાં હતાં. આ સ્થાને અસંખ્ય માણસો ભક્તિભાવથી આવ્યા હશે અને ગંગામૈયા પાસેથી પવિત્રતા અને સંતોષ મેળવી પાછા ફર્યા હશે. વિચારના વમળમાં ભૂલાયેલી વસ્તુઓ તાજી કરતાં કુદરતી સૌંદર્યનુ પાન કરતાં દશ વાગે ભૈરવ ઘાટી જઈ પહોંચ્યા. ભૈરવનાથના દર્શન કરી કઠિન ચઢાણમાં એમની સહાયતાનો આભાર માની ભૈરવ ઘાટી ઊતર્યા અને વિકટ રસ્તો વટાવી બપોરના બાર વાગે જાંગલા ચટ્ટી પર પહોંચ્યા. ગંગાકિનારે આવેલાં જંગલ અને વૃક્ષોની ઘટામાં ફરતાં બપોરે બે વાગે ધરાલી આવી પહોંચ્યા અને શ્રી. કાલી કમલીવાલાની ધર્મશાળામાં મુકામ કર્યો ભોજન પતાવતાં સાંજ પડી ગઈ ને રાત પડતાં સૌ જંપી ગયા. અર્ધી રાત્રે બહાર નીકળતા ચાંદની રાતમા બરફ છવાયેલા પર્વતો ને દેવદારના જંગલોનુ મનોહર દૃશ્ય જોયુ અને આનંદ અને ભય મિશ્રિત મનના ભાવ વડે બહારની–ઠંડીનો થોડો અનુભવ કરી ઓરડીમાં ભરાઈ બેઠા.

બુધવાર તા. ૪–૬–૫૨

ધરાલીથી ગંગનાણી ૧૭ માઈલ

આટલા દિવસ મુસાફરી કરતાં દરેક ધામમાં સાથેનો એક માણસ ઓછો થતો હતો પણ ગંગોત્રી છોડતાં એક સાથીનો વધારો થયો હતો. ગંગોત્રી જતાં રસ્તામા એક મોટા વાળવાળા

પહાડી કૂતરાને અમારી માયા લાગી હતી ને ગંગોત્રીથી પાછા ફરતાં અમારી સાથે સંઘમાં જોડાયો હતો. કૂતરાનું ભરાવદાર શરીર અને તેના પ્રત્યે અમારા વહાલને લીધે અમે તેનું નામ કેદાર રાખ્યું હતું. સવારના છ વાગે ધરાલી છોડી હર્સિલના મનોરમ્ય પ્રદેશમાં વિચરવા લાગ્યા અને સાત વાગે હર્સિલ છોડી ગંગાની ખીણના રેતાળ પટમાં ડગ ભરતાં ઝાલા ચટ્ટી વટાવી નવ વાગે સૂકી ચટ્ટીની ધર્મશાળા પર આવ્યા. અહીં થાક ઉતારી નાસ્તો કરી તાજા થયા અને કિનારા પરની ભેખડોમાં અબરખ અને રંગબેરંગી પત્થરોથી ચળકતા રસ્તામાં થઈ બપોરે બાર વાગે લોહારીનાગ આવ્યા. બપોર થયા હતા, સાધારણ તાપ લાગતો હતો, આજે લાંબી મુસાફરી હોવાથી થાક અને કંટાળો વધુ લાગતો હતો છતાં મન સ્થિર રાખી ચટ્ટી પર પહોંચવાના ધ્યેય ને લક્ષમાં રાખી એકધારો પંથ કાપી રહ્યા હતા. અતિશય થાકથી અધમૂઆ થઈ ગયેલા આશરે ત્રણ વાગે ગંગનાણી પહોંચ્યાં; અને ધર્મશાળામાં થોડો વિશ્રામ કરી ગરમ કુંડમાં પડી થાક ઉતાર્યો.

સાંજથી વાદળ ઘેરાવા માંડ્યા હતા અને કોઈવાર વરસાદના થોડા છાંટા પડી જતા હતા. રાત પડતાં વરસાદ વરસવા લાગ્યો અને આખા દિવસના થાકેલા બધા વરસાદની ઠંડીમાં રાહત અનુભવતા પોઢી જવા લાગ્યા.

### ગુરુવાર તા. ૫-૬-૫૨

ગંગનાણીથી ભટવાડી ૯ માઇલ.

ગઈ કાલ રાતનો વરસાદ ચાલુ હતો. આકાશ ઘનઘોર કાળા વાદળાંથી છવાયેલું હતું અને ક્વચિત્ વિજળીના ચમકારા દેખાતા

હતા. સવારના વરસાદ કંઈક ઓછો થયો હતો પણ તૈયાર થઈને બહાર નીકળતાં ઝરમર ઝરમર વરસતો હતો. થોડીવારમાં બંધ થવાની આશામા વરસાદના કોટ પહેરી આગળ વધવાનુ શરૂ કર્યું, પણ એટલામાં વરસાદ જોરમા તૂટી પડ્યો. આગળ વધી ગયેલાઓને ખડક નીચે આશ્રય લેવો પડ્યો અને પાછળ રહેલા ચટ્ટીની દુકાનોમાં ભરાઈ બેઠા ગાઢ ધુમ્મસને લીધે આસપાસના પર્વતો દેખાતા બંધ થઈ ગયા હતા થોડીવાર થઈ પણ વરસાદ કંઈ મચક આપતો ન હોવાથી આગળ ગયેલા બધાને પાછા બોલાવી સૌ ધર્મશાળામા ભરાઈ બેઠા વરસાદ વરસતો જતો હતો અને આગળ જવાની અમારી અધીરાઈ વધતી જવાથી અહીંથી નીકળવાનું અનિશ્ચિત થઈ ગયું નવ વાગતાં પ્રાર્થના ને ભજન શરૂ થયાં પણ કંઈ ભેટ ધર્યા વગર એકલા કાલાવાલાથી ઈશ્વર કંઈ માને એમ ન હતો. આથી દુકાનમાથી ઘી, લોટ ને ગોળ મંગાવી શીરો બનાવ્યો ને ઇદ્રદેવને ધરાવતાં એની અસર થઈ. પ્રસાદ આરોગતાં બરાબર દશ વાગે વરસાદ બંધ પડ્યો ને થોડીવારમા બધા તૈયાર થઈ બહાર નીકળ્યા ને ઝડપથી પંથ કાપવા લાગ્યા.

વરસાદથી રસ્તો લપસણો થઈ ગયો હતો. કેટલેક ઠેકાણે પાણીના મોટાં ખાબોચિયા ભરાયાં હતા. ભેજવાળી હવાને લીધે વિશેષ ઠંડી લાગતી હતી થોડીવારમાં સૂર્યનારાયણના દર્શન થતા બધાને આનંદ થયો ને સાચવીને ડગ ભરતાં આગળ વધવા લાગ્યા. દીના નદીના સંગમ આગળ નદી પરનો પુલ ભાગી જવાથી કામ ચલાઉ રસ્તો બનાવ્યો હતો અને નદીના મોટા ખડક ને લપસણા રસ્તામા થઈ દીના પાર કરી. જંગલ ઝાડી વટાવતા ને નદીના પુલ પસાર કરતા ચાર વાગે ભટવાડી સમીપ આવી પહોચ્યા. સાજ પડવા

આવી હતી ને આકાશમાંથી થોડા છાંટા પડતા હતા. વધુ વરસાદ પડવાની વકી હોવાથી ઝડપથી બધા ધર્મશાળામાં પહોંચી ગયા.

અમારી લેન દોરી રોજ ચાલુ જ હતી, પણ ગંગોત્રી છોડ્યા પછી એ કામ કેદારનાથના ગોરના માણસ લીલાનંદ માથે આવી પડયું હતું. બપોરના ધર્મશાળા પર પહોંચી આગળની વ્યવસ્થા માટે સૂચના આપી અમે એને બનતી ત્વરાએ આગળ વિદાય કરતા, પણ ગઇ કાલે લાંબી મુસાફરી હોવાથી બધાને આવી પહોંચતાં સાડાત્રણ થઇ ગયા અને લીલાનંદને ગંગનાણી છોડતાં મોડું થઈ ગયું. થોડા માઈલ કાપતાં સાંજ પડી ગઈ અને જોતજોતામાં અંધારું થવા આવ્યું. જંગલ ઝાડી અને નદીના કોતરોમાં માણસોની અવરજવર લગભગ બંધ થઈ ગઈ હતી પણ લીલાનંદ પહાડી માણસ હોવાથી હિંમતથી આગળ જઈ રહ્યો હતો. એક ઠેકાણે ખડકમાં થઈ નીચે ઊતરતાં એણે ઝાંખા અજવાળામાં થોડે દૂર એક કાળો આકાર ઝાડીમાંથી નીકળી નદી તરફ જતાં જોયો અને ભયથી એનું હૃદય કંપી ઊઠયું, પણ હિંમતથી એક મોટા ખડક પાછળ સંતાઈને આકારની દિશામાં મીટ માંડી. એક મોટું કાળું રીંછ આરામથી પાણી પીને પાછું ફરતું દેખાયું અને જોતજોતામાં ઝાડીમાં અદશ્ય થઈ ગયું. આસપાસ મોટા પહાડ અને ગીચ ઝાડી વચ્ચે અંધારું થઈ જવાથી લીલાનંદની સ્થિતિ કફોડી થઈ પડી ને થોડીવાર શું કરવું તેની કંઈ સમજ ન પડી પણ આખરે ઇશ્વરના આધારે ભટવાડી પહોંચવા વિચાર કર્યો. વાદળમાંથી આવતા ચાંદનીના ઝાંખા આભાસમાં ઉંચે જીવે થોડા સમયમાં ભટવાડી પહોંચી છૂટકારાનો દમ ખેંચ્યો અને ભવિષ્યમાં આવો અનુભવ ન થાય તે માટે શું પગલાં લેવાં એ વિચાર કરતો નિદ્રાને ખોળે પડ્યો.

ભટવાડી આવી પહોચતા લીલાન દે અમને સઘળું વૃત્તાત કહી સંભળાવ્યું અને ભવિષ્યમા છત્રી, લાકડી ને ફાનસ કે હાથબત્તી આપવા સૂચવ્યુ. સાજ પડી ગઈ હોવાથી આજે એને આગળ જવા મના કરી અને વહેલી સવારે આગળ જઈ વ્યવસ્થા કરવા જણાવ્યુ

શુક્રવાર તા. ૬-૬-૫૨

ભટવાડીથી ઘુણા ૯ માઇલ

દહીં અને માવાના પેંડા ખાઈ ઉજાણી કરી. રામગંગાનો પુલ વટાવી સામેના પર્વત પર ચઢવા લાગ્યા અને સખત ચઢાણથી કંટાળી જઈ વિચાર આવતો કે આપણા પૂર્વજોને કેદારનાથ જવામાટે કોઈ બીજો રસ્તો ન જડયો?

ત્રણ માઈલ સુધી સખત ચઢાણ આવતું હતું. જંગલની પગથી, ઘીચ ઝાડી અને મોટા વૃક્ષો સિવાય બીજું કાંઈ નજરે પડતું ન હતું. સખત ચઢાઈને લીધે થોડીવાર વિસામો લઈ આગળ ચઢવું પડતું હતું. કેટલેક ઠેકાણે એટલી બધી ઘીચ ઝાડી ને ઊંચા વૃક્ષો હતા કે બપોર થયા હતા પણ સૂર્યના કિરણો તેમાં પ્રવેશી શકતાં ન હતાં. પુષ્કળ વરસાદને લીધે જમીન પરની માટી ધોવાઈ ગઈ હતી ને ઝાડના થડ અને મોટા પથરાપર લીલના થર બાઝયા હતા. સુકાયેલાં પાનના ઢગ ઠેર ઠેર નજરે પડતા હતા અને જંગલની ભયાનકતામાં વધારો કરતા હતા. આવી બિહામણી જગામાં કોઈવાર હરિયાળો સપાટ પ્રદેશ, સૂર્યમુખી જેવા પીળાં અને બીજા રંગ બેરંગી ફૂલ વિચિત્ર લાગતા હતા. ડુંગર પરની માટી ખોદીને રસ્તાનો આકાર બનાવ્યો હતો, છતાં વરસાદ અને ઝાડના પાનને લીધે બધું એકાકાર થઈ ગયું હતું, એટલે આવા ભયાનક જંગલમાં ભૂલા પડાય એ પૂરેપૂરો સંભવ હતો. એક બીજાને આધારે યાત્રાળુઓની હાર જંગલમાં રસ્તો કાપી રહી હતી અને અમે પણ એ વણઝારમાં સામેલ હતા. લગભગ ચાર હજાર ફૂટ ઊંચે ચઢતા સાડા અગીયારે સપાટ જમીન દેખાઈ અને છુણા ચટ્ટીના દર્શન થયાં.

ગાઢ જંગલ વચ્ચે પતરાંના છાપરાવાળી કાલી કમલીવાલાની ધર્મશાળા આવેલી છે. વચ્ચે નાના ચોરસ ચોગાનની આસપાસ

સર્ળંગ જગામાં વચમાં થોડાં પાટિયાંના અંતરાય ઊભા કરી ઉતારુઓ માટે ઓરડીઓ બનાવેલી છે આ ધર્મશાળામાં જવા આવવા માટે ફક્ત એક જ રસ્તો છે અને ધર્મશાળામા અંદરથી એક ખૂણે ભોજન સામગ્રી માટે દુકાન રાખેલી છે દુકાનદાર ધર્મશાળાને કર્મચારી છે આસપાસના વિસ્તારમાંથી બધી વસ્તુઓ આટલી ઉંચાઈ પર આ સ્થળે લાવવાની હોઈ સાધારણ રીતે અહીં તે થોડી અને મોંઘી મળે છે ધર્મશાળામાં ઘણી થોડી જગા હોવાથી તેમજ આસપાસ બીજી કોઈ સગવડ ન હોવાથી યાત્રાળુઓને ઘણીવાર આગળ ચાલીને બીજી ચટ્ટી પર જવું પડે છે સહેજ દૂર એક નાનુ પાણીનુ ઝરણું હોવાથી પાણી માટે પણ ઘણી મુશ્કેલી છે. આગળથી આવેલા અમારા માણસોએ ધર્મશાળાના ચોકીદારને મળી અમારા પૂરતી જગા મેળવી હતી અને જોતજોતમાં ધર્મશાળા ભરાઈ જવાથી બીજા યાત્રીઓને આગળ જવું પડયુ હતું. અમારી સાથેના દર્દીઓની તબિયતમાં ખાસ સુધારો ન હતો છતાં તેઓ પોતાને મળેલી જગામા શાંતિથી આરામ કરતા હતા. બાજુની જગામાં રસોઈ થઇ રહી હતી અને વચલા ચોગાનમાં બીજા મુસાફરો પત્થરોના ચૂલા પર તપેલા ચઢાવી રાંધી રહ્યા હતા. એક ખૂણામાં છાંયાવાળી જગામાં અમારો જંગલનો સાથી કેદાર ભોજન થવાની વાટ જોતો પગ પ્રસારીને પડયો હતો. જમીને પરવારતાં સાંજ થઈ ગઈ અને ઠંડી લાગવા માડી છતાં સમય પસાર કરવા વચલા ચોગાનમા શેતરંજી બિછાવી બધા ભજન ગાવાં બેઠાં થોડીવારમાં રાત્રિએ અંધકારને પડદો પાડી પોતાનો અધિકાર જમાવી દીધો અને ઠંડીમા રાત્રિ વિતાવવાની ચિંતામાં પાછળથી આવેલા યાત્રાળુઓ

ગમે ત્યાં જગા શોધી ધર્મશાળામાં ભરાઈ બેઠા. પાછળથી આવનારાઓમાં બીજા યાત્રાળુ સાથે બે નાગા બાવાઓ પણ હતા અને અમને નિરાંતે સુતેલા જોઈ બબડવા લાગ્યા. ધર્મશાળામાં રહેવાનો બધાને હક્ક છે છતાં એમને અગવડ વેઠી જવા આવવાના રસ્તા આગળ પડાવ નાંખવો પડયો અને ઠંડીથી બચવાને બહાને સૂકાં ઝાંખરા અને ટીટી વનસ્પતિની ધુણી કરી અમારાપર રોષ ઠાલવવા માંડ્યો. જરાવારમાં આખી ધર્મશાળા ધુમાડાથી ભરાઈ ગઈ, અંદર બેઠેલાઓની આંખો બળવા લાગી અને ધૂણી માટે બાવાઓને સમજાવવા પ્રયત્ન કર્યો પણ રોષે ભરાયલા હઠયોગીઓ પોતાના નિશ્ચયમાંથી જરા પણ ન ડગ્યા.

રાત્રિ સમસમ કરતી વહી જતી હતી. સખત ચઢાણ ચઢીને થાકેલા મુસાફરો કામળાની હુંફમાં ભરાઈ પોઢી ગયા હતા. ઊંઘમાં એકાદ બે મુસાફરોના સિંહની ગર્જનાસમા બોલતાં નસકોરાં બીજાને ખલેલ પહોંચાડી રહ્યાં હતા. જંગલી જનાવરના ભયથી અથવા અંધ અનુકરણે જંગલી કૂતરા દૂર સુધી સતત ભસી રહ્યાં હતાં. ધૂણીના આછા ધુમાડામાં કેટલાક ઊંઘવાનો પ્રયત્ન કરતા હતા. અર્ધી રાત્રે, રસ્તામા પડેલા યાત્રીઓને ઓળંગી બહાર નીકળતાં આખું વાતાવરણ સુમસામ ને ભયાનક જણાયુ. થોડુ આગળ વધીને પાછળ જોતા ભયથી શરીરમાનુ લોહી ઊડી ગયુ પણ ઝાંખા અજવાળામા થોડે દૂર મોટા વાળવાળા કાળા કૂતરાને જોઈ જીવ હેઠો બેઠો, ને ભય અને ઠંડીથી ધ્રુજતા શરીર સાથે ધર્મશાળામાં દાખલ થઈ નિરાત અનુભવી. થોડો સમય શાંતિથી પસાર થયો પણ એટલામા અચાનક રસ્તા આગળ સુતેલી સ્ત્રીઓ ભયથી ઊંઘમાં ચિત્કાર કરી ઊઠી, ગભરાઈને ધૂણીમાં પડેલું કૂતરું

ચીસો પાડવા લાગ્યુ. અંધાગમા સમજણ ન પડતા બધાએ શોર બકોર કરી મૂક્યો અને પતરાના છાપરા પર કંઈક ખડખડાટ થવા લાગ્યો. થોડીવાર કંઈક સમજ ન પડી પણ બધુ શાંત થતાં ખબર પડી કે અંધારામાં કાળું કૂતરુ યાત્રાળુના શરીર પર પડવાથી ગભરાટ ફેલાયો હતો, અને વાઘ હોવાની માન્યતાએ બધા છળી ઊઠયા હતા

શનિવાર તા. ૭–૬–પર

ઘુણાથી પગગાણા થઈ બુદ્ધાકેદાર ૧૯ માઈલ

સવારની ઠંડીમા વહેલા ઊઠી તૈયાર થઈ પોણા સાતે ચઢાણ શરૂ કર્યું ગઈ કાલથી શરૂ થયેલી સખત ચઢાઈ આજે કંઈક વધુ કઠિન લાગતી હતી ગીચ જંગલમાથી ચાર માઈલની મુસાફરી કરી પર્વતના શિખર પર પહોચવાનુ હતું આ આખી ચઢાઈ ફયાલુ અથવા ચેલુકની ચઢાઇને નામે ઓળખાય છે રસ્તામા સૂકા પાન છવાયેલી પીળી માટીની જમીન, લીલી ઝાડી અને ગગનચુંબી વૃક્ષો કેટલે દૂર સુધી દેખાતા હતા કેટલાક દેવદારના વૃક્ષો બસો ફૂટથી પણ વધારે ઊંચા હોવાથી જંગલમા ઉભેલા મિનારા જેવા લાગતા હતા અનેક જગાએ ઉપરથી ગબડી પડેલા પત્થરો અને ચીકણી–લપસણી માટીથી રસ્તો અતિશય ખરાબ થઇ ગયો હતો કવચિત ઝરણાના દર્શન થતા હતા અને સખત ચઢાણને લીધે રસ્તો જોઈ કંપારી ને ત્રાસ ઊપજતો હતો ઉપર ચઢતા ઠંડી વધતી જતી હતી અને વૃક્ષોની ઘટ્ટામાથી કોઈક વાર સૂર્ય નજરે પડતો હતો પર્વતના મથાળા નજીક આવતા વૃક્ષો ને ઝાડી ઓછાં થઈ જઈ હરિયાળા ઊંચા નીચા મેદાન દેખાવા લાગ્યા. બરાબર સવા આઠ વાગે દરિયાની સપાટીથી નવ હજાર ફૂટ ઊંચે પર્વતની ટોચ પર

આવેલી વેલુકચટ્ટી પર આવી ઊભા અતિશય ઠંડો પવન શરીરના ગાત્રોને ઠારી દેતો હતો. આસપાસના ઊંચા શિખરો સમાન કક્ષાએ દેખાતા હતા. ધુમ્મસ છવાયેલો આસપાસનો પ્રદેશ રળિયામણો લાગતો હતો.

હવે અમારે પર્વતની ખીણ તરફ ઊતરીને નીચે જવાનું હતું. જેવું ચઢાણ તેવું જ ઉતરાણ હતું અને ચીકણી માટી પર પડેલાં સૂકાં પાન પગ ઠરવા દેતા ન હોવાથી ઘડી ઘડી લપસીને સહેલાઈથી નીચે જવાતું હતું. વચમાં એકાદ ઠેકાણે ઝૂંપડામાં ઢોર બાંધેલા જણાતા હતા અને દુકાનમાં ચા, દૂધ, બાફેલા બટાટા તથા ગરમ ભજિયાં ઓરડરથી તળી આપવામાં આવતા હતા. ઝાડીમાં થઈને નીચે ઊતરતા દશ વાગે પંગરાણા ચટ્ટી પર જઈ પહોંચ્યા. અહીં ધર્મશાળા બાંધેલી ન હોવાથી ઘાસની બનાવેલી ચટ્ટીમાં મુકામ કરવો પડ્યો. ઝાડની લાંબી ડાળીઓ, સૂકું ઘાસ અને પાનથી બનાવેલા છાપરાં નીચે લીંપેલી લાંબી ઓશરી હોય છે જેને એક છેડે દુકાનદાર ખાદ્ય વસ્તુઓ ને ચા દૂધની દુકાન માંડી બેસે છે ચટ્ટીની પાસે એક નાનું ઝરણું છે અને આસપાસ ઘણા ઢોર ચરતાં દેખાય છે. અહીં એક જાતની ઝેરી માખી થાય છે, તે કરડતાં ફોલ્લો થઈને ઘણી પીડા કરે છે, પણ લાંબો કોટ મોજાં વગેરેથી શરીર ઢાંકેલું હોય તો માખી કરડવાનો સંભવ રહેતો નથી.

રોજ કરતાં કંઈક વહેલા આવી પહોંચ્યા હતા. તાપ પણ ખાસ લાગતો ન હતો બીમાર માણસોની તબિયતમાં પણ સારો સુધારો જણાતો હતો અને સમય ઘણો હોવાથી જલદી જમી પરવારી બૂઢા કેદાર જવાનો વિચાર કર્યો. બધાના મત લેવાયા અને સર્વાનુમતે બપોરના બે વાગે ઊપડવાનો ઠરાવ થયો. ચટ્ટીની દુકાનમાંથી દાલ,

ચોખા લઈને ખીચડી બનાવી નાંખી અને પહેલેથી લઈ મૂકેલા દહીંની છાશ બનાવી. ભોજનની તૈયારી કરી ખાઈપી બધા તૈયાર થયા અને ઊપડવાની ગહ જોતા બેઠા. બરાબર બે વાગે પંગરાણુ છોડ્યું. બપોરનો સાધારણ તાપ જણાતો હતો રસ્તામાં જંગલ ઝાડી આવતાં હોઈ ચાર વાગ્યા સુધી તાપ લાગ્યો નહિ. પહેલા પાંચ માઈલનો રસ્તો થોડી ચઢાઈ અને બાકી ઉતરાણવાળો હતો. આખે રસ્તે ગીચ ઝાડી અને થોડે અંતરે ઝરણાં આવતાં હતાં. એકાદ બે માઈલને અંતરે ચટ્ટી આવતાં યાત્રાળુઓ, દુકાન અને ઢોર દૃષ્ટિગોચર થતાં હતાં પાંચ માઈલ પછી રસ્તો ખડક અને પથરાવાળો થઇ ગયો અને એક જગાએ બાલગંગા વહેતી નજરે પડી ઝાડી જંગલ ઓછા થઈ જતા નમતા પહોરનો તડકો વેરાન ડુંગર પર વિશેષ જણાતો હતો. કેટલેક ઠેકાણે ચઢતા ઊતરતાં ડુંગરના ઢોળાવ પરના ગામડા ને લીલીછમ ખેતી જોતાં પાચ વાગે અગુંડા ગામ આગળ થઈ એક ચહાની દુકાન આગળ વિસામો ખાવા થોભ્યા પહાડી નાના બાળકોનુ મોટું ટોળું પૈસા ને સોય-દોરા માગતું આસપાસ ફરી વળ્યુ તેમાથી થોડાને પૈસા, ખાવાનુ ને સોય-દોરા આપી વિદાય કર્યા સાજ પડવા આવી હતી એટલે રસ્તામા થાક ખાતા નદીની બેખડો પર થઈ ખેતરો વટાવતા સાજના સાડા છ વાગે બૂઢા કેદાર આવી પહોંચ્યા.

સવારથી સાંજ સુધીમાં ઓગણીસ માઈલની મુસાફરી કરવાથી બધા અતિશય થાકી ગયા હતા બજારમાં એક ચટ્ટીમા માળ પર જગા મળતાં બધા ડરી ઠામ બેઠાં અને નીચેની દુકાનમાંથી ચા મંગાવી સ્વસ્થ થયાં થોડી વારમાં સામે આવેલા બૂઢા કેદારના મંદિરમાંથી સંધ્યા આરતીના ઘંટા અને નગારાંના અવાજ સંભળાતા

મંદિરમાં દર્શન કરવા ગયા. મહાભારતના યુદ્ધ પછી પાંડવો જ્યારે હિમાલય તરફ આવ્યા ત્યારે મહાદેવજીએ એમને વૃદ્ધ બ્રાહ્મણ રૂપે અહીં દર્શન દીધાં હતાં અને એ પ્રસંગની યાદમાં પાંડવોએ અહીં એક મોટી ખડકની શિલાની શિવ સ્વરૂપે સ્થાપના કરી હતી. પ્રાચીન સમયમાં બંધાયેલા મંદિરના એક મોટા ખંડમાં વચ્ચે આ વૃદ્ધ કેદારની પ્રાચીન શિલા આવેલી છે. શિલા ઉપર ચોતરફ મહાદેવ, પાંડવો, દ્રૌપદી તથા ગૌમુખની પ્રતિમાઓ કોતરેલી છે, અને શિલા નીચાણમાં હોવાથી આસપાસ લાકડાનો કઠેરો લગાવી પરિક્રમા બનાવેલી છે. બાજુના ખંડમાં ગરુડજીની કાળી પત્થરની પ્રતિમા છે બૂઢા કેદારની આસપાસ ઘણા બ્રાહ્મણો તૈયાર થઈને બેસી રહેલા હોય છે અને યાત્રીઓ નજરે પડતાં બધી પ્રતિમાઓને નામે અને બ્રહ્મ ભોજન નિમિત્તે પૈસા મુકાવે છે. સંધ્યા આરતીના દર્શન કરી ધર્મશાળામાં પાછા ફર્યા અને થોડો નાસ્તો કરી સુવાની તૈયારીમાં પડ્યા.

બૂઢા કેદાર એક નાનુ પહાડી ગામ છે અને વસ્તી મોટે ભાગે પંડ્યા અને ખેડૂતોની છે. ગામ વચ્ચે નાનુ બજાર છે જેમાં જરૂર પૂરતી થોડી વસ્તુઓ મળે છે. ગામને છેડે બાલગંગા અને ધર્મગંગા નદીઓનો સંગમ છે અને આ તીર્થ પર રોજ અનેક યાત્રીઓ સ્નાન કરે છે. અહિંથી એક રસ્તો સત્તાવીશ માઈલ થઈ ટેહરી જાય છે અને બીજો રસ્તો ઉત્તરકાશી તરફ જાય છે.

રવિવાર તા. ૮-૬-૫૨

બૂઢાકેદારથી હટ્ટૂણી (ભૈરવચટ્ટી) ૯ માઈલ

ગઈ કાલના આખા દિવસના થાકેલા આજે કંઈક મોડા ઊઠયા અને ચહાપાણી વિગેરેથી પરવારી સંગમ પર સ્નાન કરવા

નીકળ્યા. ગામમાં થઈ લાકડાના ઘરો વટાવતાં નીચે ઊતરી નદી કિનારા પર આવી પહોંચ્યાં. અહીં સંગમ આગળ અનેક માણસો સ્નાન અને કપડાં ધોવાના કામમાં લાગી પડ્યા હતા. અમે પણ સ્નાન કરી વૃદ્ધ કેદારના દર્શન કર્યાં અને સાડા આઠ વાગે જવા માટે તૈયાર થયા. રોજ સમય થતાં, ચાલનારા અને ઘણુખરા ડોલીમાં બેસનારાને અમે આગળ વિદાય કરતાં અને શ્રી. ટીકાપ્રસાદની મદદથી દુકાનદારના પૈસા ચૂકવી ચાર પાંચજણા છેલ્લા વિદાય થતા.

આજે પણ નિત્યનિયમ પ્રમાણે દુકાનદારને પૈસા આપવા જતાં એણે તે લેવાની ના પાડી અને અમારા પર ગુસ્સે થઈ ગમે તેમ બોલવા લાગ્યો ગઈ કાલથી જ ચટ્ટીના માલિકની અમારા પર અવકૃપા ઊતરી હતી અને તેનુ કારણુ આ પ્રમાણે હતું ગઈ કાલે યાત્રીઓ પાસેથી દુકાનદારને અમારા બૂઢા કેદાર આવવાના સમાચાર સાંપડ્યા, એટલે આલાચટ્ટી સુધી માણસ સામે લેવા મોકલ્યો મુંબઈવાલા શેઠ પાસેથી કઈક સારો લાભ થશે એ લાલચે ચટ્ટીમાં ઊતરેલા યાત્રાળુઓને જગા ખાલી કરાવી, આથી ગુસ્સે ભરાયેલા મુસાફરો ખરીદેલો સામાન દુકાનમાં પાછો પધરાવી ગાળો દેતા વિદાય થયા અમને આવતાં સારો આવકાર મળ્યો પણ પંગરાણામાંથી ભોજન પતાવીને આવ્યા હોવાથી સાંજના નાસ્તા પૂરતો સામાન દુકાનમાંથી ખરીદતાં દુકાનદારની બધી આશા નષ્ટ થઈ ગઈ અને હાથમાં આવેલી લક્ષ્મી ધૂળમાં સરી જતી લાગી અમને વધુ સામાન ખરીદવા માટે ઘણો આગ્રહ કર્યો અને તે લેવા ના પાડતા અમારાપર તેનો રોષ ફાટી નીકળ્યો પણ રાત્રી પૂરતો ચૂપ થઈ ગયો. આજે સવારના ગઈ કાલનો પ્રસંગ એને સાંભરી

આવ્યો અને ગુસ્સે થઈ અમને એક રાતનુ ભાડું રૂપિયા ચાલીસ આપવા જણાવ્યુ. છાપરાં નીચે એક રાત ગુજાર્યાના આટલા પૈસા યુરોપ કે અમેરીકામાં પણ કોઈ સ્થળે લેવામાં આવતા નથી છતાં અહીંના દુકાનદારને તે માગતાં શરમ આવતી નથી અમે દુકાનદારને કંઈ પણ આપવા નામરજી બતાવી ત્યાંના એક જાણીતા પંડાને ખીલના પૈસા અને સ્થળનું વ્યાજબી ભાડું આપી ત્યાંથી ચાલી નીકળ્યા.

બૂઢા કેદારથી નીચે ઊતરી એક માઈલ સુધી પત્થરવાળા ખરાબ રસ્તામાં થઈ ઉપર ચઢવાનું હતું. લગભગ પાંચ માઈલનો રસ્તો વેરાન ડુંગરમાં થઈ ઉપર ચઢતો હતો ઢોળાવપરના ખેતરો, પ્રેક્ષકો માટે બનાવેલી ગેલેરીના પગથિયાં જેવા લાગતાં હતાં ચટ્ટીની નજદીક ઝરણા આગળ પાન અથવા ઝાડની છાલ મુકી નળ જેવું બનાવવામા આવતું. રસ્તે ચાલતા બાજુ પરની કાંટાળી ઝાડી પાળેલા જનાવર માફક કાંટાના નહોર મારી ગેલ કરતી હતી અને આસપાસ ઝાડપાનનુ નામ–નિશાન ન હોવાથી સખત તાપ લાગતો હતો. થોડે અંતરે આવતી ચટ્ટીઓમા ચણા, મગફળી, દૂધ, ચહા અને માવાના પેંડા મળતા અને રસ્તો ચટ્ટીના આગણામાથી પસાર થતો હોવાથી મને કમને તાપથી થાકેલા વિસામે, ખાવા થોડું બેસવુ પડતું

છ માઇલ વટાવ્યા પછી ગીચ ઝાડીવાળા એક પર્વત પર આવી પહોચ્યા અહીં જંગલમા થઇ ઉપર જવા માટે અનેક પગથીઓ હોવાથી રસ્તામા ભૂલા પડવાની પૂરેપૂરી શક્યતા હતી વેરાન ડુંગરમા તાપમા મુસાફરી કરવાથી થાકી ગયા હતા અને ઉપર ચઢતા કંટાળો આવતા કોઈ વૃક્ષની ઘટામા થોડીવાર બેસી આરામ કરતા ઉંચાઈ પર ચઢતા દૂરના બરફવાળા શિખરો અને

નાના મોટા પર્વતો દૂર સુધી પથરાયેલા દેખાતા હતા. મથાળા નજીક આવતાં ઠંડો પવન શરીરને સ્પર્શ કરવા લાગ્યો અને વૃક્ષો ઓછાં થઈ લીલા મેદાન શરૂ થયાં. ઊંચા પર્વતો પર બધે જ આ ક્રમ નજરે પડતો હતો. અમુક ઉંચાઈ પર વધુ સમય બરફ પડી રહેતો હોવાથી ત્યાં ઝાડપાન વિગેરે વનસ્પતિ ઊગતી ન હતી પણ થોડો સમય બરફ પીગળતાં લીલી ઘાસ અને જડબુટ્ટીથી જમીન છવાઈ જતી.

લગભગ બે વાગે હટકુણી અથવા ભૈરવચટ્ટી પર આવી પહોંચ્યા. લીલાછમ મેદાનની એક તરફ ઘાસની બનાવેલી ચાર પાંચ ચટ્ટીઓની હરોળ ઊભી હતી અને મેદાનના બીજે છેડે ખૂણામાં ભૈરવનાથનું નાનું મંદિર આવેલું હતું. ચટ્ટીઓની પાછળ એ જ જગામાં દસ પંદર ભેંસો બાંધેલી હતી. લગભગ આઠ હજાર ફૂટની ઉંચાઈ પર આવ્યા હોવાથી સાધારણ ઠંડી લાગતી હતી અને આસપાસનો દેખાવ મનોરમ્ય હતો. અહીં આસપાસ પાણીનું ઝરણુ ન હોવાથી પાણીની તંગી જણાતી હતી. અહીંથી થોડે દૂર કુદરતે બનાવેલા પત્થરના નાના કુંડમાં સ્વચ્છ જલ ભરેલું હતું જે પીવાના તેમ જ બીજા વપરાશમાં લેવાતું હતું.

સોમવાર તા. ૯–૬–૫૨

હટકુણીથી ધુત્તુ ૯ માઈલ.

સવારની અતિશય ઠંડી પહેરેલા અને ઓઢેલા કપડાંને નકામા બનાવી દેતી હતી પૂનમનો ચાંદો આખી રાત પૂર્ણ સ્વરૂપે પ્રકાશી પશ્ચિમમાં પીળો પડી જઈ આથમી રહ્યો હતો. આનાકાની કરતાં ન છૂટકે પથારીમાંથી ઊઠી ગરમ ચહાનો આધાર લઈ ટટાર થયા અને પોણા સાતે આખો કાફલો ભૈરવ ચટ્ટીથી આગળ વધ્યો.

શરૂઆતમાં અડધો માઈલ ઉપર ચઢી પર્વતને મથાળે પહોંચ્યા અને ટોચ ઉપરથી સૂર્યદેવના દર્શન કર્યાં. આજુબાજુ ગીચ ઝાડીથી છવાયેલાં ને બરફવાળાં શિખરો દેખાતાં હતાં અને નીચે ખીણમાં ઝીણાં ગામડાં ને નદીઓના આકાર જોઈ શકાતા હતા. ઉપર સહેજ થોભી નીચે ઊતરવાનું શરૂ કર્યું અને થોડીવારમાં ગીચ ઝાડીમાં અદૃશ્ય થઈ ગયાં ઝાડપાન અને જંગલી વેલાથી છવાયેલાં આ જંગલમાં સૂર્યના કિરણો પણ પ્રવેશ કરી શકે તેમ ન હતાં. રસ્તો પ્રમાણમાં સારો હતો પણ જંગલની વિકટતા ભય પમાડતી હતી. ખડકો ને ઝરણાં ખૂંદતા ઝડપથી નીચે ઊતરતા થોડા સમયમાં ત્રણ માઈલ પર આવેલી ભોટ ચટ્ટી સમીપ જઈ પહોંચ્યા. અહીં નાના સરખા ગામડા આગળ બે ત્રણ ચટ્ટીઓ બાંધેલી હતી અને બાજુમાં પાણીના ઝરણાં વહેતાં હતાં

આગળ જતાં ચીડના ઝાડની મળિયોથી આખો રસ્તો છવાયેલો હતો. ધીમે ધીમે ચીડના ઝાડ પણ આંખ આગળથી દૂર થયાં અને ફક્ત પીળી માટીનો રસ્તો અમને નીચે દોરી જતો જણાયો. પાંચ માઈલ પર આવેલી ચટ્ટીની દુકાને દહીં મળતાં આનંદથી બધા ગોવાળિયા માફક તેના પર ટૂટી પડ્યા અને વિજય ઘેલા લશ્કર માફક બીજો કિલ્લો સર કરવા આગેકુચ આરંભી. એકાદ માઈલ કાપ્યા પછી એક નવો અનુભવ થયો જે આખી યાત્રામાં યાદ રહી ગયો. એક જગાએ પાચ ફૂટ પહોળો સુંદર રસ્તો ડુંગરનો બે માઈલનો ચકરાવો લઈ નીચે આવેલા સાકરી ગામ તરફ જતો હતો અને બાજુમાં એક નાની વિકટ પગદંડી પથરા ને ઝાંખરામાં થઈ આશરે છસો ફૂટ નીચે એકદમ ઉતારી દેતી હતી. અમારા ડાળીવાલા અમારો બોજ ઉપાડવાના આળસે અમને ટુંકે રસ્તે

લઈ જવા હુચ્ચાઈથી બધાને નીચે ઉતારી પગથી તરફ દોયા અને મોટો રસ્તો ટેહરી તરફ જતો હોવાનુ જણાવી અમને નીચે ધસડવા લાગ્યા. થોડુંક ઊતરીને મોટા રસ્તાની આશાએ મહામુશીબતે પગ ટેકવતા હાથ ઝાલતા, લાકડી ને મોટા પત્થરોનો ટેકો લેતા, કેટલેક ઠેકાણે નીચે બેસીને સરવા મંડ્યા પણ થોડીવારમાં ડોળીવાલાની ચાલાકીની ખબર પડતા બધાના મગજનો પારો એકદમ ઊંચો ચઢી ગયો. થોડું નીચે ઊતરી ગયા હોવાથી ધીમે ધીમે સહીસલામત નીચે પહોંચવા પ્રયત્ન કરવા લાગ્યા પથરા, કાંટા અને ધૂળવાળી સાંકડી પગદંડી સહેજ ઢળતી દીવાલ જેવા ઢોળાવને લીધે યમપુરીના રસ્તાનો ખ્યાલ આપતી હતી. લગલગ અડધા કલાકે અમારામાંના થોડા નીચે જઈ પહોચ્યા અને બધા વગર અકસ્માતે નીચે આવી પહોચે તે રાહ જોતા ઊભા. આસ્તે આસ્તે લગભગ બધા નીચે ઊતરી આવ્યા અને આવા મૂર્ખાઈ ભરેલા સાહસ માટે ડોલી-વાળાને ઠપકો આપી ખેતરોની પગદંડી પર થઈ સાકરી તરફ જવા લાગ્યા અગિયાર વાગે સાકરી વટાવી ધુત્તુ તરફ વળ્યા બપોર થવાથી સખત તાપ લાગતો હતો રસ્તામા આવતા ઝરણામાંથી મોઢું ધોઈ તરસ છીપાવતા થાકેલા પોણાબારે ભીલ ગંગાનો પુલ વટાવી ધુત્તુ પર આવી પહોંચ્યા. અહીં લાકડાની બનાવેલી ચટ્ટીમા મુકામ કર્યો અને થોડો આરામ લઈ બાજુના ઝરણામાં સ્નાન કરી બપોરે ત્રણ વાગે જમ્યા

ભીલ ગંગાના કિનારા પર ગંતુ ઉંચે ધુત્તુનુ નાનુ ગામડું આવેલુ છે. કિનારા પર થોડીક લાકડાની ચટ્ટીઓ બાંધેલી છે અને દુકાનોમા અનાજ, ઘી, ગોળ, તેલ, સાબુ, કેનવાસના બૂટ, હાથ-બત્તી વિગેરે ઉપરાંત ગરમ તેમજ સુતરાઉ ઓઢવાના ને પાથરવાના

મળે છે. વચમાં શ્રી રામચંદ્રજીનું નાનુ મંદિર આવેલું છે અને ચટ્ટીઓથી થોડે દૂર ભૃગુ ગંગા અને ભીલ ગંગાનો સંગમ છે. અહીંના વતનીઓ ખેતી કરી ગુજરાન ચલાવે છે, અને આસપાસના જંગલમાં નેતર જેવી લાકડીઓની પેદાશ થતી હોવાથી તે ખચ્ચર પર લાદી દૂર દૂરના ગામમાં વેચી આવે છે. આ તરફના ખચ્ચર કદાવર અને હૃષ્ટપુષ્ટ દેખાતા હોવાથી તેના પર સવારી કરવાનું મન થઈ આવે છે.

સાંજ પડતાં વાદળ ઘેરાવા લાગ્યા અને ઠંડો પવન ફુંકાવા લાગ્યો. આવતી કાલે પવાલીનો પહાડ ચઢવાનો હોવાથી વરસાદ વિષે કંઇક ચિંતા ઊપજી પણ થોડીવારમાં સહેજ છાંટા પડી વાદળ વિખરાઈ ગયાં. આજના અનુભવની ચર્ચા કરતાં, આવતી કાલની પવાલીની ચઢાઈની કલ્પના કરતા રાત્રે ભજન ગાઈ વરસાદની ઠંડકમાં બધા સુઈ ગયાં અને શાંત રાત્રીમાં ઝરણુંનો અવાજ ને નદીનો ઘુઘવાટ પડઘા પાડી રહ્યો.

મંગળવાર તા. ૧૦-૬-૫૨

ઘુત્તુથી પવાલી ૧૦ માઈલ.

નિર્મળ આકાશ અને ઠંડી હવાથી બધા ઉત્સાહમા આવી ગયા હતા. આજે બહુ ગવાયેલી અને મશહૂર બનેલી પવાલીની ચઢાઈ ચઢવાની હોવાથી વરસાદ ન આવે એમ બધાની ઈચ્છા હતી, એટલે ઉમંગમાં કમ્મર કસી ગુલાબી ઠંડીમાં છ વાગે ચઢાઈ શરૂ કરી. પવાઈ, પવાખી કે પવાલીને નામે ઓળખાતી આ ચઢાઇ એના કઠિન ચઢાણ અને ખરાબ રસ્તાને લીધે હિમાલયમાં ખાસ જાણીતી છે એટલે અહીંના લોકોમાં એ વિષે 'કાબૂલકી લડાઈ ઔર પવાલીકી ચઢાઈ' એ કહેવત પ્રચલિત છે.

શરૂઆતથી જ રસ્તો ખડકના પત્થરવાળો હોવાથી ડોળી વાલાએ સર્વેને નીચે ઉતારી મૂક્યા ને હાથ ઝાલી બધા ઉપર ચઢતા થોડા ફર્લાંગ તાજગી રહી પણ પછી હાફ ચઢતા થાક જણાવા લાગ્યો બે માઈલ સુધી આવો રસ્તો કાપતા રાયપુર આવી પહોચ્યા હવે પછી ખડકવાળા રસ્તાને બદલે જ ગલ ઝાડીમા થઈ માટીનો રસ્તો ઉપર જતો હતો, તેમ છતા થોડે અ તરે માર્ગમા મોટા પથરા આમતેમ દેખાતા હતા ઝાડીમા થઈને ઉપર ચઢતા થાક વધવા લાગ્યો, 'પગથી ને પથરા ઝાડી ને ઝાડ, હાફતા ને થાકતા ચઢ ને ચઢ' રસ્તામા પાણીનુ નામ નિશાન જણાતુ ન હતુ પણ બે માઇલના અ તરે આવતી ચટ્ટીઓમા દૂધ, દહીં બાફેલા બટાટા અને ચહા મળતી, અને કોઈ ઠેકાણે પાણીની પરબ પણ જોવા મળતી બપોર થવા આવ્યા હતા એકધારા ચઢાણથી ક ટાળો આવતો હતો પણ ઉપર જવા સિવાય છૂટકો જ ન હતો

પવા ી વિષે પુસ્તકોમા અનેક વાતો લખી છે, પણ અહીં રસ્તાનો કોઈ આકાર નથી ફક્ત યાત્રાળુઓના જવાથી જ ગલમા પગથી બની ગઈ છે રસ્તો સાધારણ ઠીક છે પણ એક સરખા નવ માઈલ પહાડ પર ચઢવાનુ આત્મબળ અને શરીરશક્તિ હોય તો તેને મન પવાડી એક રમત છે અમારામા રહેલા આત્મબળ અને શક્તિ અત્યાર સુધીની યાત્રામા ખરચાઈ જવાથી મરણિયા થઇ ધપી રહ્યા હતા બાર વાગ્યા પછી તદ્દન ક ટાળી જઈ હતાશ થઈ ગયા ને ઈશ્વરને પ્રાર્થના કરી કે હવે તો આ એકધારી મજૂરીમા કઈ વિવિધતા આવે તો મોટી મહેરબાની અને ખરેખર અમારી પ્રાર્થના સ ભળાઈ ને છ માઇલના ચઢાણને અ તરે સપાટ પ્રદેશ

આવ્યો. નાની પગદંડીની આસપાસ લીલી ઘાસ ને લાલ, પીળાં, ભૂરાંને સફેદ નાના ફુલોથી છવાયેલી ધરતી જોતાં ઘણી રાહત મળી. લગભગ આઠ હજાર ફૂટ ઊંચે ચઢી આવ્યા હોવાથી ઠંડો પવન આવવાથી ગરમ થઇ ગયેલો મિજાજ ઠંડો પડયો. થોડી પળો બધું વિસરાઇ ગયુ પણ આગળ જતાં પવાલીએ પાછું પોતાનું સ્વરૂપ દેખાડયું અને જમનોત્રી જેવો ચઢાણનો રસ્તો વટાવતાં દમ નીકળી ગયો. આખરે દુકન્દા ચટ્ટીના દર્શન થયાં અને થોડું દૂધ, દહીં ને ચહા લઈ બધા તાજા થયાં. થોડુંક ઉપર જતાં રંગબેરંગી ફૂલ અને જડીબુટ્ટીથી છવાયેલી હરિયાળી જમીન દેખાવા લાગી થોડા દિવસ પહેલાં બરફ પીગળ્યો હોવાથી તાજેતરમાં બધું ફૂટી નીકળ્યું હોય તેમ લાગતું હતું, અને નાનાં ફુલમાં ખાસ વાસ જણાતી ન હતી પણ અહીંના પહાડી લોકના કહેવાથી જણાય છે કે વરસાદ પડી ગયા પછી ભાદરવા મહિનામાં ફૂલ અને જડીબુટ્ટીના છોડ એટલા બધા મોટા થઈ જાય છે કે એની વાસથી આખું વન મઘમઘી ઊઠે છે.

બીજો અડધો માઇલ પૂરો કરતાં લગભગ અગિયાર હજાર ફુટની ઉંચાઇ પર આવી પહોંચ્યા. અહીં ઝાડપાન દેખાતાં ન હતાં પણ ગોલ્ફ રમવા માટે બનાવ્યા હોય તેવા ફૂલવાળા લીલાછમ મેદાનો માઇલોના માઇલો પથરાયેલા હતા ઉપર ચઢતાં જે દૃશ્ય જોયુ તેનાથી અમારું મન મુગ્ધ થઈ ગયુ અને આટલું કષ્ટ વેઠી ઉપર ચઢી આવવુ યથાર્થ લાગ્યુ. સામે આકાશમાં ઉત્તરથી પૂર્વ તરફ જતા અસંખ્ય હિમાચ્છાદિત પર્વતોની હાર દૂર દૂર સુધી દેખાતી હતી. જ્યાં જુઓ ત્યાં બરફ છવાયેલા શિખરો નજરે પડતા હતા. પાછું ફરીને જોતાં એક જગાએ વનમાં દાવાનળ

પ્રગટયો હોવાથી ધુમાડાના ગોટેગોટા ઊડતાં હતા. ઠંડી હવાથી આખા દિવસનો થાક ઊતરી ગયો અને આસપાસ મનોહર દૃશ્ય જોવામાં જગતનુ ભાન ભૂલી ગયા. ધવલ શિખરો વચ્ચે હરિયાળાં મેદાનમાં ફરતા જાણે સ્વર્ગભૂમિમાં વિચરી રહ્યા હોઈએ એમ લાગ્યું, અને સંસારની વિટંબણાઓમાંથી છૂટા થઇ ઇશ્વરની એકદમ પાસે આવી પહોંચ્યા હોઈએ એવો ભાસ થયો.

ધીમે ધીમે ચઢતાં એક સ્થળે દૂરથી કાલી કમલીવાલાની ધર્મશાળા નજરે પડતાં કઇક ભાનમાં આવ્યા અને પ્રવાસનો છેલ્લો તબક્કો પૂરો કરી ચાર વાગે મુકામ પર આવી પહોચ્યા. અહીં અમને કેદારના સમાચાર મળ્યા, તેના ગળામાં પટ્ટી ન હોવાથી ગામડાની પોલીસે તેને પકડી અટકમાં લીધો હતો. પવાલી ચટ્ટી લગભગ બાર હજાર ફૂટની ઉંચાઈ પર આવેલી છે. ધર્મશાળાની આસપાસ લાકડાની બનાવેલી ચટ્ટીઓ અને થોડી દુકાનો છે. પર્વતના શિખર પર એક નાનુ ગામ વસ્યુ હોય તેવો દેખાવ છે. આકાશમાં વાદળની વચમાં રહેવા આવ્યા હોવાથી ઠંડી લાગતી હતી અને પાણીથી દૂર ભાગવાનુ મન થતું હતું. ચહાપાણી કરી, ભોજન પતાવી, સખત થાકી ગયા હોવાથી ગરમ કપડામાં લપેટાઇ એક પછી એક પથારીમાં પડવા લાગ્યા. વાતાવરણમાં નિરવ શાતિ પથરાવા લાગી અને હિમ જેવી ઠંડી રાત્રી જલદીથી પસાર થવા લાગી.

મધ્ય રાત્રીએ ધર્મશાળામાં કઇક ખડખડાટ થયો અને અંધારામા બધાના શરીર ઓળંગી કઇક પસાર થતું હોય એમ લાગ્યુ. આ જગામાં બીજું શું હોઇ શકે એટલે ઊંદરની કલ્પના કરી ઓઢણું માથા પર ખેંચી ઊંઘવા પાસું બદલ્યું પણ બીજી પળે

ખૂણામાં સૂતેલા કોઈકને અંધારામાં ચળકતી આંખોવાળું કોઈક જનાવર પોતાના શરીર પર કૂદતું જણાયું. જરાવારમાં બધા સફાળા બેઠા થઈ ગયા, અને ટોર્ચનું અજવાળું ફેંકતાં શિયાળ જેવું નાનુ પ્રાણી માટીથી લીંપેલી ભીત પર ચઢતું દેખાયુ. બધાના કોલાહલ અને ટોર્ચના અજવાળાથી મધ્ય રાત્રીનુ મહેમાન ગભરાટમાં પડયુ અને નાસવા માટે પ્રયત્ન કરતાં દીવાલ ઉપરથી નીચે આવી પડયું. દરવાજા બહાર નાસતાં ઓશરીમાં પડેલા સામાનના ઢગ નીચે સંતાયું અને પોતાને સહીસલામત સમજી આરામથી બેઠું. લાકડીઓથી સજ્જ થઈ અમારા માણસો સામાનના ઢગને ઘેરી વળ્યા અને ટોર્ચના અજવાળે છુપાયેલા પ્રાણીને શોધી કાઢી લાકડીને ઝપાટે પૂરું કર્યું. હિમાલયના જંગલમાં ભૂલું પડેલુ પ્રાણી આમ થોડીવારમાં હતું ન હતું થઈ ગયું. બત્તીના પ્રકાશમાં તપાસ કરતાં એ સસલા જેટલા કદનુ, આખે શરીરે અને પૂછડી પર સફેદ અને બદામી રંગના મોટા વાળની રૂવાંટીવાળું, અંધારામાં ચળકતી આંખોવાળું કોઈ નાનુ પ્રાણી જણાયુ. એના મૃતદેહને ધર્મશાળાથી થોડે દૂર પધરાવી બધા શાંતિથી સ્વસ્થાને ગોઠવાઈ ગયા અને પથારીમાં પડી તૂટેલી નિદ્રાના તારને સાધવા મથી રહ્યા.

બુધવાર તા. ૧૧-૬-૫૨

પવાલીથી મધુ થઈ ત્રિયુગી નારાયણ ૧૪ માઈલ

પવાલીને છેલ્લા નમસ્કાર કરી સાડા છ વાગે ઠંડી હવામાં ફૂલ છવાયેલી ધરતીપર આગળ વધ્યા. જંગલી ઝાડ અને ખડક આગળ થઈ સુંદરતા જોતા આગળ જઈ રહ્યા હતા. આજે રંગબેરંગી ફૂલ ઉપરાંત ચંપાના ઝાડ રસ્તામા જણાતા હતા, છતા સખત ચઢાણુ આવતા પવાલીનુ સ્મરણ થઈ આવતું હતું રસ્તો કેટલેક

ઠેકાણે ઘણો ખરાબ હતો અને એક જગાએ તો ચાર ફૂટ ઊંચા ખડક પરથી ભુસ્કો મારી રસ્તામાં નીચે ઊતરવાનું હતું, તો કોઈક ઠેકાણે પગથિયાંવાળી પગથી પર થઈ ઉપર સખત ચઢવાનું હતું. આવો બે માઈલનો કંટાળાજનક રસ્તો કાપી પવાલીના એક ઊંચા શિખર પર આવી ચઢયા. અહીંથી સામે હિમાલયના નાના મોટાં બરફ છવાયેલા શિખરો નજરે પડતાં હતાં. તેમાં ગંગોત્રી, જમનોત્રી, કેદારનાથ અને દૂર તુંગનાથ ઓળખી શકાતાં હતાં બાકીનાનો પરિચય ન હોવાથી ફક્ત દેખાવ જોઈ ઊંચા શિખરોની કલ્પના થતી હતી. ઝાડપાન વગરની લીલી ફૂલવાળી ધરતી, વાદળાં સાથે રમત કરતાં શ્વેત *શિખરો અને ખીણમાંના ગામડાં જાણે* કોઈ યક્ષ કે કિન્નરોના પ્રદેશમાં ફરતાં હોય એવો ખ્યાલ આપતાં હતાં.

હવે પછી અમારી મજલ પર્વતના મથાળા પર ચાલુ હતી. એક શિખર પરથી બીજા પર જતાં તલવાર જેવી પર્વતની ધાર પર ચાલવાનું હતું. લગભગ બાર હજાર ફૂટની ઉંચાઈ પર બન્ને તરફ ખીણવાળા સાંકડા ખડકના રસ્તા પરથી પસાર થતા બરફના શિખરો તરફ જઈ રહ્યા, છતાં ગઈ કાલના કંટાળા ભર્યા પ્રવાસની સરખામણીમાં આજનો આ ત્રણ માઈલના પ્રવાસનો અનેરો આનંદ જીવનમાં ભૂલી શકાય તેમ ન હતો. પાંચ માઈલ પૂરા થતાં એક પતરાંથી બનાવેલી ચટ્ટીપર આવી પહોંચ્યાં, જ્યાં ચહા, દૂધ તથા પીવાનું પાણી મળતાં હતાં. લગભગ સાડા નવ વાગ્યા હતા. થોડો વિસામો લઈ ચહા પાણીથી તાજા થઈ બધા આગળ વધ્યા. રસ્તો હજુ વિકટ અને જોખમ ભરેલો હતો. કેટલેક ઠેકાણે શિખર પરથી સરી પડેલો બરફ પિગળ્યા વગર આળસુ માણસ માફક પર્વતના કોઈ

ખૂણામાં લપાઈ બેઠો હતો. આખે રસ્તે પાણીનુ નામ નિશાન જણાતું ન હતું. પવાલીથી મધુનો રસ્તો દોઢ ફૂટની વિકટ પગદંડી પર થઈને જતો હોવાથી આખો રસ્તો મોટે ભાગે ચાલીને પસાર કરવો પડે છે અને ડોલીમાં બહુ જુજ બેસવાનુ મળે છે.

બે માઈલ ચાલ્યા પછી પર્વતની એક કિનાર પાસે આવી ચઢયા જ્યાંથી એક સાંકડી પગ દંડી પર થઈ લગભગ આઠસો ફુટ નીચે ઊતરવાનુ હતું. આકાશમાંથી પાતાલમાં ઊતરવા સહેજ ઢળતી દીવાલપરથી નીચે જવાનું હતું. રસ્તો ઘણો વિકટ હોવાથી સંભાળીને ડગ ભરવાં પડતાં હતાં અને એક ખોટું પગલું ભરતાં હજાર ફૂટ નીચે ખીણમાં ઊંડી પડવા સંભવ હતો મહામુશીબતે નીચે ઊતરી છુટકારાનો દમ લીધો ત્યાં થોડુંક આગળ, ઉપરથી સરી પડેલી સેંકડો ફૂટ લાંબી અને આશરે વીસ ફૂટ પહોળી બરફની શિલા માર્ગમાં પડી હતી. સૂર્યના તાપમાં ઉપરનુ પડ ઓગળતું હોવાથી, ઉપરથી પસાર થતાં બૂટ લપસતા હોવાથી લાકડીને ટેકે ધીમેથી ચાલવું પડતું હતું પ્રવાસમાં પહેલીવાર બરફના સમાગમમાં આવતા ઘણાને કુતૂહલ જાગવાથી ખાંડના મોટા કણ જેવા બરફના જામેલા થરમાથી નાના કટકા કાપી થોડો પ્રસાદ લેતા હતા તો કોઈ તેના લાડુ બનાવી લહેરથી દૂર ફગાવી દેતા હતા.

નાની પગથી પર થઈ થોડું ઉંચુ ચઢતા એક નવી ગમ્મત થઈ. આસપાસ શંખજીરુ (ચીકણો પત્થર)ના ઘણા ખડક આવેલા હતા અને તેમાંથી નીકળેલા રજકણો પીળી ચીકણી માટીમાં મળી રસ્તો સખત લપસણો બનાવી મુકયો હતો. આથી નીચે ઊતરતાં

દરેકના પગ સુહેજમાં લપસી પડતા હતા. બે ચાર ડોળીવાળા થોડાક મજૂરો અને અમારામાંથી પણ કઈંક લપસ્યા અને ઘણી મહેનતે નીચે ઊતરી એક ચઢી આગળ આવ્યા. હવે પછી થોડે અંતરે સાતથી આઠવાર આશરે ત્રીશ ફૂટ પહોળા બરફના વિસ્તારપરથી ચાલવું પડયું હતું અને આખો પ્રદેશ માઈલો સુધી કરેણ જેવા મોટાં રંગબેરંગી ફૂલના ઝાડથી ભરચક હોવાથી જાણે સ્વર્ગ કે બીજી કોઈ દુનિયામાં રખડી રહ્યાં હતાં. બરફમાં ચાલતાં કાશ્મીર કે ઉત્તર તરફના ઠંડા મુલકની મોજ માણી રહ્યાં હતાં પણ અમારો આનંદ ક્ષણજીવી હતો અને થોડીવારમાં વાદળાં ઘેરાઈને કરાનો વરસાદ શરૂ થયો. ટપટપ માથામાં શરીર પર અને રસ્તામાં સફેદ બોર વરસવા લાગ્યા. લગભગ વીસ મિનિટ પછી વરસાદનું જોર નરમ પડયુ ને કરાનો વરસાદ બંધ થયો. વરસાદથી ભીંજાયેલા રસ્તા પર આન્તે કદમ ચાલતાં અઢી વાગે બપોરે મધુ ચટ્ટીમાં પ્રવેશ કર્યો. બપોર થયા હોવાથી ચા નાસ્તો કરી થોડા તાજા થયા અને સાંજે ત્રિયુગી નારાયણ પહોંચવા આશરે ત્રણ વાગે પ્રયાણ આદર્યું.

આજે આઠ કલાક સુધી ખરાબ રસ્તામાં રખડપટ્ટી કરી હોવાથી હવે અમને આશા હતી કે સારો રસ્તો આવશે પણ અમારે નસીબે મોટા પથરાવાળો સખત ઉનમણનો રસ્તો ઝાડીમાં થઈ બે માઈલ નીચે ઊતરતો હતો. વચમાં પાણીના ઝરણાં આવતાં હતાં અને એક ઠેકાણે લીલું મેદાન આવતાં ચઢી આગળ ગાય ભેંસ ચરતી જણાઈ. ત્રિયુગી નારાયણથી આ તરફ આવવા માટે મોટો પહોળો રસ્તો તૈયાર કરવામાં આવે છે પણ વરસાદ અને બરફથી એમાં ભગાણ પડયું હોવાથી જંગલની પગથી પર અડધો માઈલ પસાર

કરવો પડ્યો. આખરે મોટા રસ્તા પર આવતાં ઘણી રાહત અનુભવી અને કોઈ ઉપવનમાં પ્રવેશ્યા હોય એવો ભાસ થયો. પથરા અને ખડકવાળા રસ્તામાં ચાલી રબરના બૂટ ઘસાઈ ફાટવા આવ્યા હતા. પ્રવાસની શરૂઆતમાં ચાલવા માટે કયા જોડા સુગમ પડશે એ પ્રશ્ન હતો પણ હરદ્વારથી બાટાના કેનવાસના સહેજ ઢીલા જોડા ખરીદી પહાડમાં ચાલવા તૈયાર રાખ્યા હતા. કેનવાસના જોડા વજનમાં હલકા, ગરમ સુતરાઉ મોજા પર પહેરવામા સગવડ ભરેલા, અને રબરના તળિયા હોવાથી ચઢવા ઊતરવામાં માટી તથા પત્થરની જમીનમાં ઘણા અનુકૂળ હતાં પણ ઘણાએ ઉતાવળમાં પગના માપસર ચુસ્ત જોડા ખરીદ્યા હોવાથી ચાલતાં આંટણ પડી ગયા હતા અને છેવટે ચંપલ કે સેન્ડલ્સનો આશરો લેવો પડ્યો હતો. પગપાળા લાંબી મુસાફરી કરનારને જોડાની એક વધુ જોડી સાથે રાખવાનુ સલાહ ભરેલુ છે.

સાંજે પાચ વાગે ત્રિયુગી નારાયણ આવી પહોચ્યા અને દુકાનદારના ગાલીચા પાથરેલા સુદર મકાનમાં મુકામ કર્યો ત્રિયુગી નારાયણ એક નાનુ પણ સ્વચ્છ ગામ છે. બજારમાં થોડી દુકાનો અને પંડાના ઘર છે. અહીં દુકાનમા ગરમ સુતરાઉ કપડા, વાસણો, હાથબત્તી, ભગવાનના છૂટક ફોટા તથા ફોટાના આલ્બમ, વિવિધ પ્રકારના પુસ્તકો, વાસણો, જોડા તથા પ્રવાસમા ઉપયોગી ઘણી ચીજો મળે છે. અહીં નારાયણનુ શિખાદાર પ્રાચીન મંદિર છે જેમ નારાયણ લક્ષ્મી અને સરસ્વતીની સપ્ત ધાતુની મૂર્તિઓ છે. મંદિરની બહાર એક ચતુષ્કોણ કુડ છે જેમાં નિરન્તર અગ્નિ ચાલુ રહે છે. હિમાલયની પુત્રી પાર્વતી અને મહાદેવના નારાયણની સાક્ષીએ આ સ્થળે લગ્ન થયા હતા અને તે વિવાહ સમયનો આ

હવનકુંડ છે. મંદિરમાં સતત અંધકાર રહેતો હોવાથી એક અખંડ દીપ બાળવામાં આવે છે. બહાર શિવલિંગ, ગણેશ અને ભૈરવનાથની મૂર્તિઓ છે. મંદિરની બાજુમાં ઠંડા પાણીના ચાર કુંડ છે જે બ્રહ્મકુંડ, રુદ્રકુંડ, વિષ્ણુકુંડ અને સરસ્વતીકુંડ નામે ઓળખાય છે. આ કુંડમાં એક સર્પની જોડ રહે છે જે ક્વચિત્ નજરે પડે છે. ગામમાં ઝરણાંમાંથી નળ વાટે દૂરથી પાણી લાવી પાણીની વ્યવસ્થા કરી છે. આવી સગવડ યાત્રામા અહીં પહેલીવાર જોવામાં આવી દેવપ્રયાગ થઈને કેદારનાથ જતા યાત્રીઓ અહીં આવી એક બે દિવસ રોકાય છે અને પછી કેદારનાથ જવા નીકળી પડે છે. અહીં બાબા શ્રી કાલી કમલીવાલાની ધર્મશાળા છે.

## ગુરુવાર તા. ૧૨-૬-૫૨

### ત્રિયુગી નારાયણથી ગમવાડા ૯ માઈલ

આજે બપોરના ગૌરીકુંડ રોકાઈને આગળ જવાનુ હોવાથી સવારના સાડા આઠ વાગે ત્રિયુગીથી નીકળ્યા પાકો સુંદર અને આશરે આઠ ફૂટ પહોળો રસ્તો હોવાથી કોઈ હીલ સ્ટેશન પર ફરતા હોય એમ લાગતું હતું ગુપ્તકાશી થઈને આવતા ઘણુ યાત્રાળુઓ રસ્તામા સામે મળતા હતા દોઢ માઈલ પસાર કરત શાકામ્ભરી દેવીનુ મંદિર આવ્યુ અને બીજો અડધો માઈલ વટાવત ત્રિભેટા આગળ આવી ઊભા. અહીં ગુપ્તકાશી, કેદારનાથ અને ત્રિયુગી નારાયણથી આવતા રસ્તા ભેગા થાય છે. કેદારનાથને રસ્તે આગળ વધતા સોનપ્રયાગ આગળ ધોધ રૂપે વહેતી મંદાકિની અને શાંત સ્વરૂપા વાસુકી ગંગાનો સંગમ છે વાસુકી ગંગા પર લોખંડનો પાકો પુલ બાંધેલો છે સંગમ આગળથી અડધો માઈલ

ઉપર જતા રસ્તામા મુડકટા ગણેશનુ મંદિર આવે છે, જ્યા ગણેશનુ શિર છેદન થઈ હાથીનુ મસ્તક લગાડવામા આવ્યુ હતું

સાડાદશ વાગે ગૌરીકુંડ આવી પહોચ્યા અને નાનુ બજાર વટાવી નદી કિનારે આવેલી ધર્મશાળામા જઈ પહોચ્યા અહીં બાજુમા મંદાકિની વેગથી વહી રહી છે અને નદી કિનારે ધર્મશાળા આગળ એક મોટો ગરમ પાણીનો કુંડ છે જેમા ગોમુખમા થઈ ગરમ પાણીની ધારા વહે છે આ કુડમા પાણી એટલુ બધુ ગરમ છે કે કુંડમા ઊતરી કોઈ ઊભુ રહી શકતું નથી, આથી કિનારા પર બેસીને લોટાથી સ્નાન કરવુ પડે છે આ તપ્ત કુંડથી થોડે દૂર એક ખારા જલનો કુંડ છે જેનુ નામ ગૌરીકુંડ છે. કુંડની દક્ષિણમા ઉમા મહેશ્વર નામની શિલા છે અને તેની પાસે સોનાના કળશ-વાળા મદિરમા ગૌરી–મહાદેવ, રાધાકૃષ્ણ અને ભવાનીની મૂર્તિઓ છે મંદિરની પાછળ એક મીઠા પાણીનો અમૃત કુંડ છે. ગરમ પાણીના કુંડમા સ્નાન કરી મંદિરમા દર્શન કર્યા અને ધર્મશાળામા ભોજન કરી બપોરના આરામ કર્યો

ત્રણ વાગે તંદ્રામાથી જાગી સાડા ત્રણે તૈયાર થઈ રામવાડા જવા ઊપડયા બપોર હોવા છતા ખાસ તાપ લાગતો ન હતો. મંદાકિનીને કિનારે ઉપર ચઢતા પહાડોની વચમા થઈ આગળ જતા હતા બે માઈલ પૂરા થતા ચીરવાસાનુ ભૈરવ મદિર આવ્યુ અહીં ભૈરવનાથને રંગરંગીન ચીર ચઢાવવાનો મહિમા છે નમતો પહોર થયો હોવાથી સારી ઠંડક લાગતી હતી થોડે અંતરે પડતા સુદર ધોધ જોતા લગભગ દર માઈલે એક હજાર ફૂટ ઊંચે ચઢી રહ્યા હતા મંદાકિની કોઈવાર ધોધ સ્વરૂપે દેખાતી તો કોઈવાર ઘણા ઉંડાણમા ઊતરી પડી નજર બહાર ચાલી જતી સાડાપાચ

વાગે રામવાડા નજીક પહોંચતા ઠીક પ્રમાણમાં ઠંડી લાગવા માંડી. અહીં પર્વતના શિખર પરથી બરફનો મહાકાય વિસ્તાર ઉપરથી ધસી પડીને નદીના પટ પર છવાઈ ગયો હતો ને મંદાકિની તે નીચેથી વહી રહી હતી ધર્મશાળા પર પહોંચીને ઠંડીથી બચવા બધા સ્વેટર, કોટ શાલ ને મફલર વિંટાળી બારણા બંધ કરી ગપ્પાં મારવા બેઠા, ને થોડાક જણ બહાર નીકળીને દૂધ ને ચહાની તપાસ કરવા લાગ્યા ભેંસનુ તાજુ દૂધ મળતા થોડું પીવામાં વપરાઈ ગયુ અને બાકીના દૂધની ચહા બનાવી ઠંડી ઉડાડવા લાગ્યા. અહીંની દુકાનોમાં કોપરું, બદામ, કીસમીસ, કાજુ વિગેરે સૂકો મેવો સારો મળે છે, એ ઉપરાંત થોડી મીઠાઈ પણ જોવા મળે છે

શુક્રવાર તા. ૧૩-૬-૫૨
રામવાડાથી કેદારનાથ ૩ માઈલ

સખત ઠંડી હોવાથી સવારના સહેજ મોડા ઉઠ્યા પણ સાડા છ વાગ્યા સુધીમા બધું પરવારી કેદારનાથ જવા ચાલી નીકળ્યા. રસ્તો કઠિન ચઢાણનો હતો પણ વાદળાવાળાં પર્વતો અને સવારની ઠંડી એક પ્રકારનો આનંદ આપતા હતાં. પર્વતપરનો બરફ પીગળીને નાનામોટા ધોધ સ્વરૂપે નીચે વહી રહ્યો હતો. બરફના રાક્ષસી રેલા પીગળ્યા વગર પહાડની ખાચમાં અહીં જમાવી પડેલા હતા. એકાદ માઈલ ચાલતાં આઠ ફૂટ જાડો અને સેંકડો ફૂટ લાંબો બરફનો થર પર્વત પરથી સરીને માર્ગમાં પડયો હતો, પણ અહીંના વ્યવસ્થાપકોએ એને ખોદી વચમાંથી માર્ગ બનાવ્યો હતો. કેદારનાથ જતા અને આવતા યાત્રાળુઓ રસ્તામાં ભેગા મળતા કેદારસ્વામીની જય બોલાવી એક બીજાનું સ્વાગત

કરતા હતા ક્વચિત્ ડોળીઓ નજરે પડતી હતી અને ડોળીમા બેસનારા ઉત્તર પ્રદેશ કે બગાળના મારા કુટુબના માણસો દેખાતા ત્રિયુગી નારાયણથી આવતા રસ્તામા માલ લઈ જતા ખચ્ચરો ને સવારી લઈ જતા ઘોડા થોડે અતરે મળતા હતા સખત ચઢાણ હોવાથી અહીં બેસવા માટે ઘોડા મળે છે પણ તે દેખાવમા કગાળ હોય છે ને માઈલ દીઠ રૂપિયાથી સવા રૂપિયાની માગણી કરે છે દોઢ માઈલ પર ગરૂડ ભગવાનનુ મદિર આવ્યુ અને દર્શન કરી ઉપર ચઢવાની શક્તિ આપવા બદલ એમનો પાડ માન્યો હવે કેદારનાથ આગળનો બરફનો પર્વત સ્પષ્ટ જણાતો હતો અને તેની આસપાસ સફેદ વાદળા નૃત્ય કરી ભગવાનની આરાધના કરતા હતા આ વખતે અમે અગિયાર હજાર ફૂટ ઊચે ચઢી ચૂક્યા હતા બે માઇલ પૂરા કરીને ઊચા પર્વતો વચ્ચે આવેલા સપાટ પ્રદેશમા આવી ચઢયા અને દૂરથી ગામ દેખાતા કેદારનાથના દર્શન કર્યા

એક માઇલના સીધા રસ્તા પર મદાકિનીનો પુલ વટાવી સવાનવે કેદારનાથને શરણે આવ્યા અહીં અમારા ગોર અને શ્રી ટીકાપ્રસાદના ભાઈ શ્રી શકરપ્રસાદે એમના મકાનમા ઊતરવાની સઘળી વ્યવસ્થા કરી હોવાથી એક માળવાળા મકાનમા સુવા બેસવા ઉપરાત બાથરૂમ અને જાજરૂની સારી સગવડ હતી મુકામ પર પહોચી સ્વાદિષ્ટ મસાલાની ચહા પી સ્વસ્થ થયા અને ગરમ પાણીથી સ્નાન કરી શ્રી કેદારનાથના મદિરમા પૂજા કરવા જવાની તૈયારી કરવા લાગ્યા અહીંના મદિરનો વહીવટ નિયુક્ત કરેલી કમિટી ચલાવે છે અને મદિરમા એકવીશ રૂપિયા ભરવાથી અદર અડધો કલાક બેસી પૂજા કરવાની પરવાનગી મળે છે

બજારની દુકાન પરથી બધાની યથાશકિત પૂજાનો થાળ તૈયાર કરાવી, તેમા સાથે લાવેલા મેવા, વસ્ત્રો ને આભૂષણો લઈ મ દિરના દ્વારપર અ દર દાખલ થવાની રાહ જોઈ ઊભા બરોબર બાર વાગે અદર જવાની પરવાનગી મળી અને ગણેશની પૂજા કરી થોડીવારમા શ્રી કેદારનાથ સમીપ જઈ ઉપસ્થિત થયા આજુબાજુ બરફના પર્વતો હોવાથી સખત ઠ ડી લાગતી હતી અને મ દિરની ભીની ઠ ડી જમીન પર ચાલતા પગ ચમચમવા લાગ્યા અમારા ગોર અને બીજા બ્રાહ્મણોએ મળી અમને વિધિસર પૂજા કરાવી અને ભગવાનને ઘી ચઢાવી, શિલાને આલિંગન કરી અડધા કલાકે બહાર આવ્યા ત્યારે પગ ઠરીને લાકડુ થઇ ગયા હતા

પ્રાચીન સમયમા મહાભારતના યુદ્ધ પછી પાડવો હિમાલયમા આવી મહાદેવની આરાધના કરવા લાગ્યા પણ તેઓ પિતૃહત્યાના પાપથી દૂષિત હોવાથી તેમને પ્રત્યક્ષ ન દેખાતા આ સ્થળે મહાદેવે શિલારૂપે પ્રક્ટ થઈ પાડવોને દર્શન દીધા હતા ત્યારથી સ્વય ભુ રૂપે પ્રકટેલી શિલા માટે પાડવોએ મ દિર બ ધાવી આ તિર્થ સ્થાપીત કર્યું હોવાનુ મનાય છે શ્રી કેદારનાથનુ સાધારણ મોટુ મ દિર છે ને ઉંચા ચોતરા પર બાધેલુ છે પ્રવેશદ્વાર આગળ એક મોટો પત્થરનો બનાવેલો ન દી ઉચા ચોતરા પર બીરાજે છે, અને પ્રવેશદ્વારની બાજુમા ગણેશની એક પ્રતિમા છે પ્રવેશ કરતા પ્રથમ ખ ડમા વચ્ચે ન દી અને આજુબાજુ ચોતરફ પાડવો, કુ તી, દ્રૌપદી અને કૃષ્ણની મૂર્તિઓ છે નદીની ઉપરનુ વિશાળ છત્ર અખડ પત્થરમાથી બનાવેલુ છે બીજા ખ ડમા જમણે હાથે પાર્વતીની મોટી મૂર્તિ છે અને છેલ્લા ખ ડમા થોડા પગથીયા ઉતરતા નીચે શ્રી કેદારેશ્વરની સ્વય ભુ પ્રકટેલી શિલા આવેલી છે શિલાની આસપાસ આરસના

પથ્થર જડેલા છે અને કેદારનાથમા ઘી ચઢાવવાનુ મહાત્મ્ય હોવાથી બધી જગા ઘણી ચીકણી ને લપસણી થઈ ગઈ હોય છે અંદરનો ખડ આશરે ૧૨×૧૫ ફુટ પહોળો છે અને સતત અંધારુ હોવાથી તેમા અખડ ઘીનો દીપ બળે છે જ્યારે શિયાળામા છ મહીના મદિર બધ રહે છે ત્યારે પણ આ ઘીનો દીવો ચાલુ રહેવાનુ સાભળવામા આવ્યું છે

મદિરની પાછળ અમૃત કુડ છે અને અહીંથી થોડેક આગળ ઉદક કુડ છે જેમા ગધકનુ પાણી હોવાનુ જણાય છે બજારથી થોડે દૂર પૂર્વમા હસ કુંડ અને રેતસ કુડ આવેલા છે જેમા હસ કુંડમા તર્પણ થાય છે અને રેતસ કુડમા સાધારણ મોટેથી અવાજ કરતા પાણીમાથી પરપોટા થઈ બહાર આવે છે બરફના પર્વતો વચ્ચે આવેલુ હોવાથી કેદારનાથનુ મંદિર શિયાળામા છ મહીના બરફથી છવાયેલુ રહે છે ત્યારે કેદારનાથની પૂજા ઉખી મઠમા થાય છે અહી સરસ્વતી–મંદાકિની–દૂધગગા–સ્વર્ગદ્વારી અને મહોદધિ આ પાચ નદીઓનો સંગમ છે, અને પાસે સંગમેશ્વર મહાદેવ છે ગામમા નાનુ બજાર છે જેમા શિલાજીત, કસ્તુરી, ગરમ કાપડ, જરૂર પડતી ચીજો અને ભગવાનના તાબા, ચાદી તથા કાગળના ફોટા મળે છે આ સ્થાન દરીયાની સપાટીથી ૧૧૭૫૦ ફુટ ઉંચુ હોવાથી ઉનાળામા પણ સખત ઠંડી ને કોઈવાર વરસાદ પડે છે મદિરની પાછળ થોડે દૂર કેટલાક વૃક્ષો છે જે ભગવાનના બાગ તરીકે ઓળખાય છે. આમા અનેક જાતની જડીબુટ્ટી મળી આવે છે

### શનિવાર તા. ૧૪–૬–૫૨

#### કેદારનાથથી રામપુર ૧૨ માઈલ

કેદારનાથની સખત ઠડી અને ગોરની નવી મુલાયમ રજાઈ પછી સવારના ઉઠવાનુ મન શેનું થાય? છ વાગે આખરે ઉઠી

ચહાપાણી કરી પરવાર્યા ને ગોર મહારાજને દક્ષિણા આપી આશીર્વાદ લઈ શ્રી કેદારનાથની વિદાય માગવા ગયા, પણ સાડા આઠ સુધી મંદિર બંધ રહેતુ હોવાથી બહારથી નમસ્કાર કરી મન મનાવ્યું બરાબર આઠ વાગે કેદારનાથ છોડયું અને રસ્તો સખત ઉતરાણનો હોવાથી ઝપાટાબંધ નીચે ઉતરવાનુ શરૂ કર્યું નવ વાગે રામવાડા વટાવ્યુ અને સાડાદસે ગૌરીકુંડ આવી પહોચ્યા. અહીં થોડો વિસામો લઈ બાર વાગે વાસુકિગંગાના સંગમ આગળ સોનપ્રયાગ પર આવી નાસ્તો કરી તાજા થયા અહીંથી એક રસ્તો ગુપ્તકાશી અને બીજો ત્રિયુગી નારાયણ જાય છે અમારે રામપુર જવાનુ હોવાથી ગુપ્તકાશી તરફ જતા રસ્તા પર ચાલવા માંડ્યુ બપોર થયા હતા ને વેરાન ડુંગરનો રસ્તો હોવાથી સખત તાપ લાગતો હતો કેટલેક અંતરે નાની ચટ્ટીઓ ને ઝરણામાથી બનાવેલા નળ રસ્તામા આવતા હતા ઠંડા પાણીથી મોઢું ધોઇ તરસ છીપાવી ધીમે પગલે જઈ રહ્યા હતા બાજુના ઉંચા પર્વતોની ખીણમા ધુમ્મસ જેવુ વાદળ પથરાઈ ગયુ હતું અને કવચિત્ ગગડાટ સંભળાતો હતો રામપુર આવી પહોચતા વરસાદ શરૂ થયો અને ધર્મશાળામા પ્રવેશતા મુશળધાર તુટી પડ્યો અમારી સાથેના કેટલાક ગૌરીકુંડ સ્નાન કરવા રોકાયા હતા એમને ખડક નીચે કે કોઈ ચટ્ટીમા આશ્રય લેવો પડ્યો છતા રામપુર પહોચતા વરસાદથી પલળી ગયા આશરે ચાર કલાક ઓછો વત્તો વરસાદ ચાલુ રહ્યો અને આખરે પાચ વાગે બંધ થયો. વાતાવરણમા ઠંડક પ્રસરી ગઈ ને રસ્તા પર ઠેરઠેર પાણીના ખાબોચિયા ને કાદવ કીચડ દેખાવા લાગ્યા રામપુરમા નાનુ બજાર અને કાલી કમલીવાલાની ધર્મશાળા છે બજારમા ગરમ

સુતરાઉ કપડાં, પીપરમીંટ, બીસ્કીટ, તરેહ તરેહના સાબુ, ખજૂર, ખારેક, સૂકોમેવો, રબરના બૂટ, મોજાં, માથામાં નાંખવાનાં તેલ તેમજ બીજી કટલરી વસ્તુઓ મળે છે. શાકમાં આટલા દિવસ ફક્ત બટાટા મળતા હતા પણ અહીં તો કાંદા (ડુંગળી) જોવા મળ્યા.

રવિવાર તા. ૧૫-૬-૫૨
રામપુરથી ગુપ્ત કાશી ૧૨ માઇલ.

આશરે બાર હજાર ફૂટની ઊંચાઈ પરથી લગભગ ચાર હજાર ફૂટ ઊંચા પ્રદેશમાં આવી પડવાથી બપોરના સખત તાપ લાગતો હતો. સૂર્યના તાપમાં આસપાસના ડુંગરો તપવાથી તેજ અને ગરમી લાગતાં હતાં. આથી આજે સવારના વહેલા નીકળી તાપ થતાં પહેલાં ગુપ્તકાશી પહોંચવા વિચાર હતો પણ સવાર થતાં એક નવું પ્રકરણ ઉપસ્થિત થવાથી રામપુરથી નીકળતા સાત થઈ ગયા. બે ત્રણ દિવસ પહેલાં સામાન ઊંચકનારા મજૂરોના ખર્ચ પેટે રૂપિયા ચારસો એના મુખીને આપવામાં આવ્યા હતા. એ માણસે તે રકમ એના એક મદદનીશને સાચવવા આપેલી હતી અને રૂપિયા વટાવીને વહેંચી આપવાના આળસે હજી એ રકમ એમની એમ પડી હતી. ગઈ કાલે રાત્રે તપાસ કરતાં એ પૈસાનું પાકીટ ગુમ થયેલું જણાયું પણ તે સમયે કંઈ પગલાં ન લેતાં સવારના એ વિષે ફરિયાદ કરવામાં આવી. ત્યાર પછી દોઢ કલાક ચર્ચામાં પસાર થયો ને સાત વાગે રામપુર છોડી આગળ વધ્યા. અડધા માઈલ પર બધા ડોળીવાલા તથા મજૂરોને અટકાવી શક પડતા બધા માણસોની જડતી લેવામાં આવી પણ પરીણામ શૂન્યમાં આવ્યું.

આ દરમ્યાન બધા આગળ ચાલી નીકળ્યા અને ડુગગળ રસ્તા પર ચઢ ઉતર કરતા બાદલપુર ને બહાસુની ચટ્ટી આગળથી પસાર થયા. અહીં દુકાનોમા દૂધ, દહીં, ચા તથા ભોજન બનાવવાની વસ્તુઓ મળતી હતી એ ઉપરાત ગરમ કાપડ, સાબુ, હાથબત્તી વિગેરે ઉપયોગી ચીજો જણાતી હતી આ તરફ મોટા રસ્તા અને જમનોત્રી ગગોત્રી કરતા વિશેષ યાત્રાળુઓ આવતા હોવાથી વાહન વ્યવહાર, ખાવા પીવાની ચીજો અને જરૂર ઉપયોગી ચીજો સારા પ્રમાણમા મળે છે નાના ગામમા રહેવા માટે સારા મકાન મળે છે અને ઝરણામાથી નળ મૂકી પાણી માટે સારી સગવડ કરેલી છે વચમા આવતા એક મોટા ઝરણાનો પુલ પસાર કરી એક માઈલની સખત ચઢાઈ ચઢી દશ વાગે પાચ માઈલ પરની ફાટા ચટ્ટી પર આવી પહોચ્યા તાપ લાગવા માડ્યો હતો પણ માર્ગમા વૃક્ષોની ઘટા આવતી હોવાથી કઇક રાહત મળતી હતી ફાટાચટ્ટી એક નાનુ ગામ છે અહીં ધર્મશાળા, સરકારી ચિકીત્સાલય પોસ્ટ ઓફીસ અને નાનુ બજાર છે કેટલીક જગાએ બે માળના મકાનો જોવા મળે છે બજારમા કપડા, વાસણ, છત્રી, બુટ, સુકો મેવો, કરીઆણુ કટલરી તેમ જ દવાઓ વિગેરે મળે છે આ પ્રદેશમા અહીંનુ બજાર સાધારણ મોટુ ગણાય છે

દોઢ માઈલ આગળ ચાલતા મહિષ મર્દિનીનું મ દિર આવ્યુ મ દિરમા એક ફુટ ઉચી આઠ ભુજાવાળી દેવીની મૂર્તિ છે અને બાજુમા બીજી કઇક મૂર્તિઓ છે અહીં દેવીએ મહિષાસુરનો સંહાર કર્યો હતો મ દિરથી થોડે દૂર લોખંડની સાકળોવાળો એક હિચકો છે જેનાપર ચૈત્ર ને આસો માસમા દેવીની મૂર્તિને ઝુલાવવામા આવે છે આ સ્થાન ઝુલચટ્ટી તરીકે ઓળખાય છે

અહીંથી થોડે દૂર વ્યુગ ચટ્ટી આવે છે, જ્યા ભદ્રેશ્વર, લક્ષ્મી-નારાયણ, સત્યનારાયણ, શંકર અને હનુમાનના મંદિરો છે, તથા પાસે ભદ્રેશ્વરનો કુંડ છે અહીં એક નદીના જેવુ નાનુ ઝરણું છે અને એના પર લાકડાનો પુલ છે નદીને કિનારે નાનુ ગામડું છે ને આસપાસ થોડા મકાનો છે, પણ અહીં જાતજાતના લાકડાના સારા વાસણો મળે છે.

બપોર થઈ ગયા હોવાથી તાપ સખત લાગતો હતો રસ્તો પણ વેરાન ડુંગરા પરથી પસાર થતો હોવાથી કોઈકવાર ઝાડની છાયા દેખાતી ચટ્ટી કે ગામડા આગળ કોઈવાર અંજીર, નાસપાતી, જાંબુ ને કેળના ઝાડ જોવા મળતા આશરે બાર વાગે લેત ઉર્ફે નારાયણ કોટી આવી પહોંચ્યા અહીં ઘણા મંદિરો આવેલા છે એમા કેટલાક તો એટલા નીચા છે કે અંદર કોઈ બેસી પણ ન શકે એક મંદિરમા નારાયણની મૂર્તિ છે અને ડાબે હાથે બીજા મંદિરમા શિવલીંગ છે અહીંથી થોડે દૂર એક મંદિરમા ગરૂડની પીઠ ઉપર લક્ષ્મીનારાયણની મૂર્તિ છે, પાસે પાચ પાડવો અને નવ ગ્રહોની મૂર્તિઓ છે આ સ્થળે ભસ્માસુરે તપશ્ચર્યા કરી વરદાન મેળવ્યુ હતું અને આખરે વિષ્ણુ ભગવાનની યુક્તિથી તે ભસ્મ થયો હતો. નારાયણ કોટીથી એક માઈલ પર નાલાચટ્ટી આવે છે જ્યા લલીતાદેવી, ગરૂડ ને શિવજીના મંદિરો છે નાલાચટ્ટીથી બદરીનાથ અને રૂદ્રપ્રયાગ જવાના બે માર્ગ જુદા પડે છે એક રસ્તો ઉખી મઠથી ચમોલી થઈ બદરીનાથ જાય છે અને બીજો રસ્તો ગુપ્તકાશી જઈ રૂદ્રપ્રયાગ જાય છે ગુપ્તકાશી પ્રસીદ્ધ તીર્થ હોવાથી પહેલેથી ત્યા જવાનો વિચાર રાખ્યો હતો, એટલે નાલા ચટ્ટીથી છેવટનો માઈલ પુરો કરી બધા ગુપ્તકાશી આવી પહોંચ્યા.

કેદારનાથથી ચોવીશ માઈલ પર ગુપ્તકાશી આવેલુ છે અહીં ડાક બંગલો, કાલી કમલીવાલાની ધર્મશાળા, પોસ્ટ ઓફીસ, તાર ઓફીસ અને નાનુ બજાર છે ગામમા ત્રણ માળના પાકા મકાન અને ધર્મશાળાઓ છે પૂર્વમા મંદાકિની વહી રહી છે ને સામે કાંઠે ડુંગર પર ઉખી મઠ આવેલુ છે પશ્ચિમમા પહાડની નીચે શ્રી કાશી વિશ્વનાથનુ મંદિર છે, જેના ઉપર સોનાના કળશ છે મંદિરમા સ્વયંભુ શિવલીંગ છે, ને તેની પાસે દોઢ હાથ ઉચી અન્નપૂર્ણાની ચતુર્ભુજ મૂર્તિ છે બાજુમા નન્દીની પિત્તળની મૂર્તિ ને ગણેશજી છે શિવમંદિર આગળ પચીશ ફુટ લાંબો તથા પહોળો મણિકર્ણિકા કુંડ છે કુંડની પશ્ચિમ તરફની દિવાલ પર એક બાજુ પીત્તળનું ગૌમુખ ને બીજી બાજુ હાથીનુ મુખ બનાવેલા છે જેમાથી ઝરણાનું પાણી કુંડમા પડે છે વિશ્વનાથના મંદિર પાસે એક નાનુ ગુમ્બજદાર મંદિર છે જેમા પોઠીઆ પર બેઠેલી ગૌરીશંકરની મૂર્તિ છે ચોગાનની ઉત્તરમા એક મકાનમા પાંડવોની પ્રાચીન મૂર્તિઓ છે

અહીં ગુપ્તદાન આપવાની પ્રથા છે તેથી બજારમા મળતા ગરમ કાપડ, શાલ, ધોતીજોડા, પીત્તળ, જરમન તથા કાંસાના વાસણો વિગેરે ખરીદી સૌએ યથાશક્તિ દાન કર્યું ઘણા દિવસથી મીઠાઈ ખાવાનુ મન થયુ હોવાથી બજારમાથી જલેબી મંગાવી નાસ્તો કર્યો ને બટાટા ખાવાથી કંટાળી ગયા હોવાથી નાલકોલ ને કેળા ખરીદી નવુ શાક બનાવ્યું સાંજના ભોજન તૈયાર થતા જમીને આખા દિવસના થાકેલા આરામ કરવા લાગ્યા ગઈ કાલે વરસાદમા ભીંજાવાથી એક બે જણાને થોડો તાવ આવ્યો હતો પણ શરદીની દવા લઈ સાજા થવાની આશામા નિરાંતે સુઈ રહ્યા હતા

## સોમવાર તા. ૧૬-૬-૫૨

ગુપ્ત કાશીથી બતીયા કુંડ ૧૨ માઈલ.

સવારના સાડા છ વાગે ગુપ્તકાશી છોડી ઉખી મઠ તરફ પ્રયાણ કર્યું. બન્ને ગામ મંદાકિનીના કાંઠા પરના ડુંગરો પર આવેલા હોવાથી એક ડુંગર ઊતરી સામેના ડુંગર પર ચઢવાનું હતું. નાની પગથી ને પથ્થરવાલા રસ્તા પર થઈ ગુપ્તકાશીથી નીચે ઊતર્યા. હાલમાં થોડા દિવસથી મોટા રસ્તા પર ફરવાની ટેવ પડી હોવાથી ડુંગર પરની પગથી પવાલી વિગેરે ખરાબ રસ્તાની યાદ આપી ગઇ. રસ્તામાં ઊતરતાં ઊત્તરાખંડની વિદ્યાપીઠનું મકાન આવ્યું. મંદાકિનીને કિનારે આવેલી આ વિદ્યાપીઠ મોટી ગણાય છે. તેમાં સંસ્કૃત અને આયુર્વેદ શીખવે છે, ને તેનું મકાન પણ વિશાળ ને સુંદર છે. અહીં વિદ્યાર્થીને રહેવા, ભણવા તેમજ દવા વિગેરેની સારી વ્યવસ્થા છે. થોડીવારમાં મંદાકિનીનો ઝૂલતો પુલ પસાર કરી ઉખીમઠનો ડુંગર ચઢવા લાગ્યા ને બરાબર આઠ વાગે ઉખીમઠ આવી પહોંચ્યા.

ગુપ્તકાશી માફક અહીં પણ એક સુવર્ણકળશવાળું મોટું મંદિર છે. મંદિરમાં ઓંમકારેશ્વરનું શિવલિંગ છે, જેના પર સોનાનો પંચમુખી મુકુટ છે ને પાછળ માંધાતા રાજાની મૂર્તિ છે. શિવલિંગ સામે નાનો પિત્તળનો નંદી અને ગણેશની મૂર્તિ છે. આ સિવાય સિંહાસનો પર મધ્યમેશ્વર, તુંગનાથ ને બદ્રીનાથની મૂર્તિઓ છે. આ મંદિરની પૂર્વમાં ઓરડીમાં ઊષા અને અનિરુદ્ધની મૂર્તિઓ છે. ઓંમકારેશ્વરની પશ્ચિમમાં પૂજારીનું બે માળનું મકાન છે જેમાં નીચે કેદારનાથના પૂજારી રાવલની ગાદી છે. કેદારનાથનું સ્થળ જ્યારે બરફથી ઢંકાઈ જાય છે ત્યારે આ ગાદી પર કેદારનાથનું મુખ મૂકી રાવલ દર્શન કરાવે છે ગાદીની બાજુમાં સોનેરી

સિંહાસન પર પંચમુખી મહાદેવ છે, ને પાસે વસ્ત્રાભૂષણથી સજેલી પાર્વતીની મૂર્તિ છે. પાસેની ઓરડીમાં કુંતી, દ્રૌપદી ને પાંડવોની મૂર્તિઓ છે. મંદિરની આસપાસ બે ત્રણ મજલાના મકાનો અને ધર્મશાળા છે. બજારમાં કાપડ, વાસણ, મીઠાઈ તેમજ જરૂરી વસ્તુઓ મળે છે. આ ઉપરાંત સરકારી દવાખાનું, પોસ્ટ ઓફિસ ને પોલીસ થાણું છે. ઊખીમઠ ગુપ્તકાશીથી ત્રણ માઈલ દૂર છે.

ઉખીમઠના બજારમાં જલેબીનો નાસ્તો કરી ઉપર મસાલાની સરસ ચહા પીધી ને આશરે નવ વાગે આગળ જવા તૈયાર થયા. આગળનો રસ્તો સાધારણ ચઢાઈનો હતો ને ડુંગરપરના ખેતરોમાં રાજગરો, ઘઉં ને બીજા અનાજ વાવેલા જણાતા હતા. કેટલેક ઠેકાણે આલુના પાન ને કેળના ઝાડ હતાં. માર્ગમાં થોડે અંતરે જાંબુ ને અંજીરના ઝાડ આવે જતા હતા પણ જાંબુ ને અંજીર ખાવાની મઝા આવતી ન હતી. તાપમાં રખડતા થોડીવારે ગણેશ-ચટ્ટી આવી પહોંચ્યા. અહીં દહીં ને માવાના પેંડા મળતા હતા. ઠંડુ જળ પીને થોડો વિસામો કર્યો ને પેંડાનો સ્વાદ ચાખી આગળ ચાલી નીકળ્યા. આઠ માઈલ પૂરા થતા થોડું ઉતરાણ ઊતરીને અગિયાર વાગે ગ્વાલિયા બગડ ઉર્ફે દુર્ગા ચટ્ટીમાં જઈ પહોંચ્યા. અહીં થોડાક ઝરણાં ને એક નદી છે. નદી પર લાકડાનો પુલ બનાવેલો છે. નાના ગામડામાં ચટ્ટીની થોડી દુકાનો ને લોટ દળવાની ઘંટી છે. કંઈક વહેલા આવ્યા હોવાથી ભોજન પતાવી બપોરના બનિયાકુંડ જવા વિચાર કર્યો ને ખીચડીને કઢી ખાઈ ત્રણ વાગ્યા સુધી આરામ કર્યો.

સાડાત્રણે સાધારણ તાપ લાગતો હતો છતાં બનિયાકુંડ જવા રવાના થયા. શરૂઆતથી પોણો માઈલની સખત ચઢાઈ

હોવાથી રેબઝેબ થઈ શ્વાસ ભરાતા થાકી ગયા. માર્ગમાં દેયરા વટાવતા ઝાડપાન શરૂ થયાં ને ગરમીથી થોડી રાહત મળી. આગળ વધતાં જંગલ ઝાડી ગીચ થવા લાગી ને ચઢાઈ શરૂ થઈ. છ સાત ફૂટ પહોળો માટીનો રસ્તો લીલીછમ વનરાજીમાંથી પસાર થતો હોવાથી સંધ્યા સમયે કોઈ બગીચામાં ફરવા આવ્યા હોય એમ લાગતું હતું. પાંચ વાગે પોથીવાસા આવી પહોંચ્યા, આ સ્થળ દુર્ગા ચટ્ટીથી ત્રણ માઈલ દૂર છે ને દરિયાની સપાટીથી ૭૦૦૦ ફૂટ ઊંચુ છે. પોથીવાસા પછીનો રસ્તો પણ ગીચ જંગલમાંથી પસાર થતો હતો. ઝાડીમાંના ઊંચા વૃક્ષોપર પક્ષીઓ વિચિત્ર અવાજ કરી ઊડતા હતાં. સાંજનો સમય થયો હતો ને વાદળાં ઘેરાઈ થોડા છાંટા પડવા લાગ્યા હતા. સખત ચઢાણ ચઢવાથી ગરમી થઈ ઉકળાટ થતો હતો ને મેઘરાજા ને ઝાડીની ઠંડી હવા શરીરને ઠંડુ પાડવા પ્રયત્ન કરતા હતા છ વાગે દુગાલ બીટ્ટા આવ્યું ને તુંગનાથ સમીપ આવી પહોંચ્યા. રસ્તામાંથી કવચિત્ તુંગનાથ નજરે પડતું પણ કાળા વાદળાં ઉત્તુંગ શિખરને ઘેરી દષ્ટિ મર્યાદાથી દૂર કરી દેતા. અંધારું થવા આવ્યું હોવાથી છેલ્લું ચઢાણ ચઢી બનિયા કુંડ પહોંચવા અધીરા થઈ ગયા ને ઝડપથી ઉપર ચઢવા લાગ્યા. અમારા આવતાં પહેલાં અહીં વરસાદ પડી ગયો હોવાથી હવા ઘણી ઠંડી થઈ ગઈ હતી. છેવટની ચઢાઈ ચઢી મોટા મેદાનમાં આવતાં બનિયા કુંડની ચટ્ટીઓ ને કાલી કમલીવાલાની ધર્મશાળા નજરે પડી. પર્વતો ને જંગલ વચ્ચે આવેલું આ રમણીય સ્થાન દરિયાની સપાટીથી ૭૭૦૦ ફૂટ ઊંચું હોવાથી અહીં સાધારણ ઠંડી પડે છે. અમે ધર્મશાળામાં દાખલ થયા ત્યારે વાદળ ઘેરાયેલાં હતા ને થોડા છાંટા પડતા હતા. થોડીવારમાં અમારી સાથેના બધા ધર્મશાળામાં

આવી પહોંચ્યા ને વરસાદે પડવાની શરૂઆત કરી. ત્યારપછી થોડી થોડી વારે કેટલાય ઝાપટાં પડી ગયાં ને અમને ઝામી પડેલા ચોમાસાનો ખ્યાલ આવ્યો. આવતી કાલે તુંગનાથ ચઢવાનો વિચાર હતો ને કુદરત અમારી વિરુદ્ધ હતી તેમ છતાં આ તરફ જંગલ ઝાડી ને ઉંચાણુવાળો પ્રદેશ હોવાથી ઘણો વરસાદ પડે છે એમ મન મનાવી સુંદર સવારની આશામાં પોઢી ગયા.

મંગળવાર તા. ૧૭–૬–૫૨

બનિયા કુંડથી તુગનાથ થઈ મંડલ ચટ્ટી ૧૩ માઈલ

આખી રાત પતરાંના છાપરા પર વરસાદનું સંગીત ચાલુ રહ્યું. સવારના સાડા પાંચે પણ વાદળાં ને વરસાદ પીછે હઠ કરવા તૈયાર ન હતા. તેમ છતાં ધીમે ધીમે બધાએ ચા–પાણી કરી સામાન બાંધી જવાની તૈયારી કરી તો પણ સવાછએ નાના છોકરાં માફક વરસાદનું રુદન ચાલુ જ હતું. કેટલાય દિવસથી તુંગનાથ જવાની હોંશ હતી ને અનેક વિરોધ છતાં ત્યાં જવાનુ નક્કી કર્યું હતું ત્યારે કુદરત આડી થઈ બેઠી હતી. વાતાવરણ વરસાદ, .વાદળાં ને ધુમ્મસથી ઘેરાયેલું હતું ને અમારા મનની પણ કંઈક એવી જ સ્થિતિ હતી. ચાલુ વરસાદથી બધા ગમગીન થઈ ગયા હતા, સૂર્યનારાયણ નીકળવાની આશા છોડી દીધી ને આશા નિરાશામાં પલટાઈ જતાં તુંગનાથ પર ચઢી હિમાલય દર્શન કરવાની અભિલાષા પડી ભાંગી એક દિવસ રોકાઈ બીજે દિવસે તુંગનાથ જવાનું મંતવ્ય રજૂ થયું પણ આવતી કાલની ખાત્રી શી? આખરે તુંગનાથ જવાનો વિચાર પડતો મુકાયો અને વરસાદ બંધ થવાની રાહ જોતા તૈયાર થઈ બેઠા.

હુકમ અપાયો પણ સંજોગવશાત ડોલીવાલાઓ રસોઇમા પડ્યા હોવાથી નવ વાગ્યા સુધી બનિયા કુંડ રોકાવું પડયુ વરસાદ બંધ થતા સફેદ ને કાળા વાદળાં આમતેમ આટા મારતા હતાં. ઝાડની ડાળીઓમાથી પાણીના ટીપા ટપકી રહ્યા હતાં ને હવા સ્વચ્છ તાજગીભરી બની ગઈ હતી ઘણું પાણી પડવાથી માટીની જમીન લપસણી થઈ ગઈ હતી ને ચાલવાનું શરૂ કરતાં પગ મહામુશીબતે જમીન પર ઠરતા હતા થોડુંક જતા ચઢાણ શરૂ થયુ ને જંગલના કાદવવાળા રસ્તા વટાવતા સાડાનવે ચોપતા પહોચ્યા અને કુદરતે અમારી હિંમતની કદર કરી સૂર્યનારાયણને અભિનંદન આપવા મોકલ્યા.

તડકો નીકળતા તુંગનાથ સામે દેખાયુ અને પંચ કેદારમાના તૃતીય કેદારના દર્શન માટે મોટા ભાગના બધા અધીરા થઈ ગયા ચોપતાથી એક રસ્તો સીધો ભીમ ચટ્ટી થઈ બદ્રીનાથ તરફ જાય છે અને બીજો રસ્તો બે માઇલનુ સખત ચઢાણ ચઢી તુંગનાથ લઈ જાય છે થોડાક માદા ને નાજુક તબિયતવાળા ચોપતાથી ઊપડી સીધા મંડલ ચટ્ટી જવા ઊપડ્યા ને બાકીના ઉપર જવા તૈયારી કરી દશ વાગે ચાલી નીકળ્યા શરૂઆતનો એક માઇલ જંગલમા થઈ સખત ચઢાઈમા પસાર કર્યો પણ આગળ વધતા ઝાડને જંગલ પાછળ રહી ગયા ને હરિયાળા ડુંગર દેખાવા લાગ્યા અહીં વિશેષ ઠંડી હોવાથી ઝાડપાન ઊગી શકતા નથી ને ઘણે દૂર સુધી લીલી ધરતી નજરે પડે છે, પણ પાણી મળતું નથી આસપાસ ધુમ્મસ ને વાદળા સિવાય બીજુ કાઈ દેખાતુ ન હતું ને ઘણીવાર સફેદ વાદળા અમારી નીચેથી પસાર થતા હતા તો કોઇવાર અમારી આજુબાજુ ફરી વળી અમારો માર્ગ ઢાકી દેતા હતા એક માઇલનો

સીધો ચઢાણુનો રસ્તો કાપી તુંગનાથના અમૃત કુંડ આગળ આવી અટકયા. બપોરના બાર વાગ્યા હતા ને બે માઈલનું સખત ચઢાણુ ચઢી આખરે તુંગનાથ આવી પહોંચ્યા.

અમૃતકુંડ એક અતિશય ઠંડા જલનો કુંડ છે જેમાં એક તરફ હસ્તીમુખ ને ગૌમુખ આવેલા છે પણુ ફક્ત ગૌમુખમાંથી કુંડમાં ઠંડુ નિર્મળ જલ પડે છે. થોડા સમય પૂર્વે આકાશગંગા નામનું એક ઝરણું આ કુંડ આગળથી વહેતું હતું પણુ એક સમયે ધરતીકંપ થવાથી જમીનમાં સમાઈ ગયું છે. હાલમાં અમૃતકુંડ ઉપર લાકડાનું છત્ર બની રહ્યું છે. અમારામાંથી થોડાક અમૃતકુંડમાં સ્નાન કરી ઠંડા પડ્યા ને તૈયાર થઈ ઉપર ચઢતાં ચટ્ટીની દુકાનોની હાર નજરે પડી, જેમાં ભોજનની સામગ્રી, મીઠાઈ, ફૂલ પૂજાપો વિગેરે મળે છે. બધી ચટ્ટીઓ વટાવી ઉપર જતાં એક ફર્લાંગપર મોટી સપાટ જગામાં તુંગનાથનું મંદિર આવેલું છે. આ સ્થાન દરિયાની સપાટીથી આશરે ૧૩૦૦૦ ફૂટ ઊંચુ આવેલું હોવાથી જ્યારે હવામાન સ્વચ્છ હોય છે ત્યારે અહીંથી બદ્રીનાથ, કેદારનાથ, ગંગોત્રી, જમનોત્રી, પત્રાલી તેમજ હિમાલયનો મોટા ભાગનો મનોહર વિસ્તાર નજરે પડે છે પણુ ગઈ કાલથી ઘણો વરસાદ પડવાથી આજે વાદળાં સિવાય કાંઈજ દેખાતું ન હતું.

તુંગનાથનું મંદિર એની બનાવટ પરથી પ્રાચીન સમયનું હોય તેમ લાગે છે. તુંગનાથ પંચ કેદારમાંના તૃતીય કેદાર ગણુાય છે, અને એનું લિંગ સ્વયંભુ છે. બાજુમાં એક પિત્તળનો નંદી અને શંકરાચાર્યની મૂર્તિ છે. આ સિવાય મંદિરની બહાર પાર્વતી, ભૈરવનાથ, પાંડવો અને બીજી નાની મોટી ઘણી પ્રતિમાઓ છે. બનિયાકુંડથી તુંગનાથનો ગોર અમારી સાથે હતો અને ઉપર

પહોંચી પૂજાની બધી વ્યવસ્થા કરી આપી. સગવડ થતાં વિધિસરની પૂજા કરીને આરતી કરી કૃતાર્થ થયાં. ગોરને દક્ષણા આપી આશીર્વાદ લઈ નીચે ચટ્ટીમાં આવ્યા ને દુકાનમાંથી પુરી, શાક ને મીઠાઇ લઈ બપોરનુ ભોજન કર્યું. બપોરનો દોઢ વાગ્યો હતો ને સવેળા મંડળચટ્ટી પહોચવાનુ હોવાથી નીચે ઊતરવાની શરૂઆત કરી.

ગગનમાં ઘણે ઊંચે ચઢ્યા હોવાથી ત્યાંથી એકદમ નીચે ઊતરવાનુ હતું નીચે ઊતરવાનો રસ્તો પીળી માટી, ને વરસાદથી કાદવથી છવાઇ ગયો હતો ને સીધુ ઊતરવાનુ હોવાથી દરેક ડગલુ સંભાળીને ભરવુ પડતું હતું રસ્તાની એક તરફ ઊંડી ખીણ હતી ને સહેજ લપસતાં હજારો ફૂટ નીચે પટકાઈ પડવાનો સંભવ હતો. આકાશમા તડકો થોડી થોડી વારે નીકળતો હતો ને સફેદ વાદળાં અમારા માથાપર થઈ પર્વતની ટોચ પર ચાલ્યા જતા. કાદવમાં લાકડી ટેકવતા બાજુની દીવાલના પથરા ઝાલતા ઘણીવારે એક માઈલ ઊતરી શકયા પછી રસ્તો સૂકો આવતો હોવાથી સહેલાઇથી ઊતરી શકાતું હતું. જંગલ ઝાડીમાંથી નીચે ઊતરતા વાદળાં ઊંચે આકાશમાં ચઢી જતા દેખાયા ને બે માઈલ પૂરા થતા ભુલકના ચટ્ટી ઉર્ફે ભીમ ચટ્ટી પર આવ્યા. ચોપતાથી આવતો સીધો રસ્તો અહીં થઇને પસાર થાય છે.

ડુંગરની ધાર પર થઇને નીચે ઊતરતા બીજા બે માઈલ પસાર થયા ને એક ડુંગરપરથી બીજા ડુંગરપર જતા જંગલ વચ્ચે આવી ઊભા ઊંચા ઝાડ ને ઝાડીમા થઈ નીચે ઊતરતા કઇંક ઊપવન જેવું લાગ્યુ પણ આગળ જતા ગીચ ઝાડી ને ગાઢા જંગલનો પ્રત્યક્ષ અનુભવ થયો. એક માઈલ પછી પાગરવામા ચટ્ટી આવી જે

જંગલ ચટ્ટી તરીકે પણ ઓળખાય છે. ભીષણ જંગલ હજી ચાલુ હતું ને આડી નિસરણીઓ જેવો સીધો રસ્તો ડગલે ને પગલે નીચે પાતાલમાં લઈ જતો હતો. જંગલમાં પક્ષીઓ લહેરથી ફરી રહ્યાં હતાં પણ માણસનો પગરવ સંભળાતા ઝાડીમાં ભરાઈને વિચિત્ર અવાજ કરતાં હતાં. આશરે ચાર વાગ્યા હોવા છતાં માણસની અવરજવર નહિવત્ જણાતી હતી ક્વચિત કોઇ કંડીવાળો, થાકેલો યાત્રી કે જંગલમાંથી તોડેલા વેલા ને પાનના ભારાવાળો પહાડી ખેડૂત નજરે પડતો. આજ સવારથી પગનો કસ કાઢતાં થાકેલા મહાસુદીબતે નીચે ગબડતા પગને રોકી જંગલ વટાવી રહ્યાં હતાં. થોડે અંતરે ઝરણાંના અવાજ સંભળાતા હતા, પણ કોઈકવાર તેના પ્રત્યક્ષ દર્શન થતા હતા. કઈંક દૂર વહેતી નદીનો અવાજ કાને અથડાતો હતો પણ ઝાડપાનને લીધે દૂર જોઈ શકાતું ન હતું. ચાલતાં જંગલ ખૂટતું ન હતું પણ ગાડાના બેલ માફક કંટાળા સાથે નીચું ઘાલીને ઘસડે રાખતાં ચાર માઈલ ઓછા થયા ને ઇન્સ્પેકશન બંગલા આગળ આવેલી ચટ્ટી સમીપ આવ્યા. આજુબાજુ નજીકમાં મંડળચટ્ટીની ધર્મશાળા હોવાનું ધારી પુછપરછ કરી પણ હજી તે એક માઈલ દૂર હોવાનું જણાતાં કઈંક નિરાશ થયેલા થાકથી અધમુઆ જેવા બનેલા ધર્મશાળાની દિશામાં ઘસડાવા લાગ્યા. બરાબર સાડાપાંચે કાલી કમલીવાલાની ધર્મશાળા પર આવી પહોંચ્યા, ઘણા થાકેલા હોવાથી થોડો સમય વિસામો લઈ સાંજના ભોજન કર્યું ને રાત્રે થાક ઉતારવા આરામથી સુતા પણ અડધી રાત્રે મેઘરાજાનું તાંડવ શરૂ થયું તે લગભગ સહવાર સુધી ચાલ્યું.

બુધવાર તા. ૧૮-૬-૫૨.

મંડળચટ્ટીથી મહ્પટ્ટી ૧૧ માઈલ

આખી રાત મેહુલો વરસ્યો પણ સવાર થતાં કંઇક થંભ્યો. મનમાં બીતા ને બહાર હિંમત બતાવતાં સાડા છ વાગે તૈયાર થઇ પોણા સાતે બહાર પડ્યા. અડધા માઈલ પર બાલસતીનો પુલ વટાવી ડુંગરની તળેટીના સપાટ રસ્તા પર ચાલવા લાગ્યા. પર્વતના શિખરો નીચે સફેદ વાદળાં રૂના ગાભાં જેવા ઝૂલી રહ્યાં હતાં વરસાદ પડી ગયાથી હવા કંઈક ચોખ્ખી ને ખુશનુમા બની ગઇ હતી. રસ્તામાં વતરણ઼ા ચટ્ટી વટાવી ચાર માઇલ પર બાલસતી ને અનુસુયાના સંગમ પર આવી પહોંચ્યા. ઝૂલતો પુલ વટાવીને ઉપર જવા માટે ચઢાઈનો રસ્તો આવતો હતો. અડધો માઈલ જતાં એક પ્રાચીન મંદિર દેખાયુ ને બાજુમાં ઠંડા જલનો કુંડ જણાયો. પાંચ માઈલ પૂરા થતાં ગોપેશ્વર આવી પહોંચ્યા ને મંદિરમાં દર્શનાર્થે ગયા.

ગામ વચ્ચે મોટા ચોગાનમા ગોપેશ્વરનુ મંદિર આવેલુ છે. મહાદેવનુ મંદિર ૩૦ ફૂટ લાબુ અને એટલુ જ પહોળું છે. મંદિરમાં સ્વયંભુ મહાદેવનુ શિવલિંગ, બાજુમાં ગરુડજી ને પરિક્રમામાં ચિંતામણીને ગણેશની મૂર્તિઓ છે. મંદિર બહાર ચોગાનમાં હનુમાનની મૂર્તિ ને બાજુમા નવ હાથ ઊંચુ પરશુરામનુ ત્રિશૂળ ને પરશુ છે. આ સ્થળે મહાદેવે કામદેવને ભસ્મ કર્યો હતો પછી કામદેવની સ્ત્રી રતીએ પ્રાર્થના કરવાથી અહીં એક રતી કુંડ અસ્તિત્વમાં આવ્યો હતો. મંદિર પાસે એક અમર વલ્લરી કલ્પલતા છે જેને બારે માસ ફૂલ આવે છે. ગામમા ચટ્ટીઓ ને યાત્રીઓને રહેવા સારા મકાનો છે.

દશ વાગે ગોપેશ્વરથી ઊપડી સખત તાપમા બે માઈલ કાપતા અલકનંદાને કિનારે આવી પહોચ્યા અહીં શ્રીનગરથી કર્ણ-પ્રયાગ થઈ ચમોલી આવતો મોટર રસ્તો દૂરથી દેખાયો થોડાક ગાવ આવતા એક જગાએ કેળ અને કેરી ઝૂલતા આબા દેખાયા ઘણા દિવસે કેરી જોવાથી તોડીને ખાવાનુ મન થયુ પણ ચિત્ત વૃત્તિને કાબૂમા રાખી ચમોલી તરફ ચાલવા લાગ્યા બપોર ચડતા હતા લગભગ ત્રણ હજાર ફૂટની ઉચાઈ પર ઊતરી આવ્યા હોવાથી પસીનાથી રેબઝેબ થતા હતા આશરે નવ માઈલની મજલ કાપી ચમોલી સમીપ આવી પહોચ્યા. ચમોલી જવા માટે સને ૧૮૯૯ મા તૈયાર કરેલો ઝૂલતો પુલ અત્યારે પણ સારી સ્થિતિમા લાગતો હતો બદ્રીનાથથી પાછા ફરતા અહીંથી શ્રીનગર અને કીર્તિનગર રઈ બસમા હરદ્વાર જવાય છે ચમોલી નાનકડુ ગામ છે અહીં દવાખાનુ, પોલીસ થાણું, પોસ્ટ ઓફિસ, તાર ઓફિસ તથા ધર્મશાળાઓ છે બજારમા જરૂરી વસ્તુઓ ને થોડાક શાકભાજી મળે છે પણ બીજા ગામ કરતા અહીં વિશેષ ગદકી છે હૃષીકેશથી રુદ્રપ્રયાગ ને શ્રી નગરથી આવતી બસનુ ટર્મીનસ હોવાથી યાત્રીઓની ઠીક વસ્તી જોવામા આવે છે થોડા સમય પૂર્વે અહીંથી પિપલકોટી સુધી જવા માટે બસ રસ્તો બનાવવામા આવ્યો હતો પણ હાલમા વરસાદથી રસ્તાને નુકસાન થવાથી ચમોલીથી બસ આગળ જઈ શકતી નથી અહીંથી બદ્રીનાથ ૪૭ માઈલ ને હરદ્વાર ૧૩૭ માઈલ છે

ગામમા જઈ પોસ્ટ ઓફિસ પર થઈ ગઢવાલ મોટર ઓનર્સ યુનિયનની ઓફિસ પર તપાસ કરતા જણાયુ કે ચોમાસાના વરસાદને લીધે પૂર આવવાથી કર્ણપ્રયાગ આગળનો પુલ કાઢી

નાંખવામાં આવ્યો હતો ને બસ સર્વિસ ફક્ત કર્ણપ્રયાગ સુધી જતી હતી. આથી વધારે કડાકૂટમાં ન પડતાં બજારમાં થઈ ખરા બપોરે મઠ ચટ્ટી જવા ઊપડ્યા. ચમોલીની આસપાસના ડુંગરો સખત તપતા હોવાથી અંગારની ભઠ્ઠીમાં પડ્યા હોય તેમ લાગતું હતું. પુલ પસાર કરીને અલકનંદાને કિનારે ચાલતાં થાકેલા મઠ ચટ્ટી સમીપ આવી પહોંચ્યા. અહીં રસ્તામાં એક ઊંચા ડુંગરપરથી નીચે ધોધ પડતો જોવામાં આવ્યો. મઠ ચટ્ટીમાંથી મુસાફરો સ્નાન કરવા ને કપડાં ધોવા આ સ્થળે જમા થયેલા જોવામાં આવતા હતા, અને અમને પણ ગરમીમાં ઠીક મજા આવશે એ હિસાબે ઉતાવળા ચટ્ટીપર જઈ પહોંચ્યા. સખત થાકેલા હોવાથી અડધો કલાક આરામ લઈ ધોધ પર સ્નાન કરવા ગયા. ઊંચેથી પડતાં પાણીના ફોરાં નીચે બેસી મુસાફરીનો થાક ઉતાર્યો ને ઠંડા સ્નાનથી ધરાતાં ચટ્ટીપર પાછા વળ્યા. અમારા પરિવારમાં હજી માંદા માણસોની સંખ્યા ઠીક પ્રમાણમાં હતી. થોડાકને ઝાડા થતા મટ્યા ન હતા અને એક ભાઇને ત્રણ દિવસથી સતત તાવ આવતો હતો, પણ બધા ધીરજથી સહન કરી સફર ચાલુ રાખતા હતા. બપોર પછી ભોજન કરી સુવા પ્રયત્ન કર્યો પણ સખત ઘામ થતો હોવાથી હાથમાં પંખા લઈ ગપ્પા મારવા બેઠાં ને સાંજે કંઈક વરસાદ પડશે ને સારી ઠંડક થશે એ આશામાં વખત પસાર કરવા લાગ્યા.

### ગુરૂવાર તા. ૧૯-૬-૫૨

મઠચટ્ટીથી ગરુડગંગા ૧૧ માઈલ

ગઈ કાલે આખા દિવસના ઉકળાટ પછી રાત્રે સારી જેવી ઠંડક થઈ હતી અને આજે સહવારે પણ તે ચાલુ હતી. આકાશ

વાદળાંથી ઘેરાયેલું હતું ને વરસાદનો ડર હતો પણ પાછળથી જણાયું કે આ દેખાવ ફક્ત ઠંડક કરવા પુરતો જ હતો. સાડા છ વાગે મઠ ચટ્ટીથી આગળ ચાલતા થોડું ઉપર ચઢવું પડ્યું ને મથાળે પહોંચતા છીનકા ચટ્ટીના દર્શન થયાં. અલકનંદાને કિનારે ભેખડોમાં ફરતા કુમળો તડકો ને વરસાદની છાંટ અનુભવવા લાગ્યા, ને ચાર માઈલને અંતે વિરહી ને અલકનંદાના સંગમ આગળથી પસાર થયા. અહીં સતીના વિરહથી સંતપ્ત થઈને મહાદેવજીએ તપશ્ચર્યા કરી હતી ત્યાંથી આ નદી વિરહીને નામે ઓળખાય છે એ ફર્લાંગ આગળ ચાલતા સીયાસેન ચટ્ટી આવે છે ને ત્યારપછી એક માઈલ સીધો રસ્તો છે, બાજુમા લીમડા વિગેરે ઝાડ હોવાથી આખો રસ્તો રમણીય લાગે છે. વચમા હાટ ચટ્ટી આવે છે ને ત્યારપછી નીચે અલકનંદાના પુલ પર થઈ સામે કાંઠે ઉપર ચઢવું પડે છે. અહીંથી લગભગ બે માઈલની સાધારણ ચઢાઈ છે.

આજે સવારના વાદળા હોવાથી કોઈકવાર થોડા છાંટા પડી જતા હતા પણ વરસાદનો ભય ઝઝુમતો હોવાથી સાથે રેનકોટ રાખવા પડતા હતા. લગભગ દશ વાગે પીપલકોટી આવી લાગ્યા અહીં પીપળના ઝાડ નીચે વિષ્ણુ ભગવાનની મૂર્તિ હોવાથી આ સ્થળ પીપલ કોટીને નામે પ્રસિદ્ધ છે અહીં ડાક બંગલો ઇસ્પીતાલ, તાર ઓફિસ, પોસ્ટ ઓફિસ તથા ટેલીફોનની સગવડ છે. બજારમા મિઠાઈ, ખાદ્ય પદાર્થો, જરૂરી ચીજો ઉપરાત સોટિયા ગાયની ચમરી, મૃગચર્મ, વ્યાઘ્રચર્મ, કસ્તુરી, શિલાજીત, અંબર નિર્વિષી વિગેરે ચીજો મળે છે. ગરમ ધાબળા તથા હાથ વણાટનુ કાપડ પણ સારુ મળે છે. ગામમા બાબા કાલી કમલીવાલાની

ઘણી સારી ધર્મશાળા છે. અહીંથી જોશીમઠ સુધી મોટર રસ્તો બનાવવાનો વિચાર છે અને કેટલેક ઠેકાણે ભેખડો પર રસ્તાને આકાર અપાઈ ચૂકયો છે પણ આ સાહસ પૂરું થતાં બીજાં પાંચ સાત વર્ષો વહી જશે એમ લાગે છે. સાડાદશે પીપલકોટીથી નીકળી અલકનંદાને કિનારે સ્લેટના પહાડો વટાવતાં લગભગ પોણાબારે ગરુડગંગા પહોંચ્યા. અહીં નદી કિનારે આવેલી ચટ્ટીમા મુકામ કર્યો ને થોડીવારે ગરુડગંગામા સ્નાન કરવા નીચે ઉતરી ઘાટ પર આવ્યા. નદીના પટમાં પત્થરો વડે પાણી રોકી કુંડ જેવું બનાવ્યુ છે, તેમાં રોજ અસંખ્ય યાત્રીઓ સ્નાન કરે છે, અને પાણી નીચેથી નાના પથરા ઉપાડી સંઘરે છે અહીં એવી માન્યતા છે કે જ્યાં ગરુડગંગાની શિલા હોય ત્યાંથી સર્પ દૂર ભાગે છે તેમ જ આ પત્થર ઘસીને ચોપડવાથી સર્પનુ ઝેર ઊતરી જાય છે. અહીં કિનારાથી થોડે દૂર ગરુડજીનુ મંદિર છે તેમા શ્યામ પાષાણની દોઢ હાથ ઊંચી મૂર્તિ છે. રસ્તાની બાજુમા નાનુ લક્ષ્મીનારાયણનુ મંદિર છે. અહીં બાબા કાલી કમલીવાળાની ધર્મશાળા છે ને થોડે દૂર ગરુડગંગા અલકનંદામા જઈ મળે છે

સાંજે ફરવા નીકળતા પહાડી રસ્તા પર થોડે ઊંચે ચઢીને જોતા એક અલૌકિક દૃશ્ય નજરે પડયુ સંધ્યાના આથમતા સૂર્યના સોનેરી કિરણો બરફ છવાયેલા દૂરના પર્વત પર પડી તેને સુવર્ણમય બનાવી દીધો હતો ને સોને મઢેલો સુમેરૂ પર્વત દિવ્ય તેજથી ઝળહળતો હતો. સંધ્યાની લાલીમા ટકી રહેતા સુધી આ અનેરો આનંદ માણી રહ્યા પણ થોડી પળોમા કુદરતે પોતાની માયા પાછી ખેંચી લેવાથી બધું પૂર્વવત્ થઈ ગયું; તેમ છતા આવું દુર્લભ દૃશ્ય જોવાનુ ભાગ્ય પ્રાપ્ત થયુ તે માટે કુદરતનો કેટલો પાડ માનુ?

## શુક્રવાર તા. ૨૦-૬-૫૨

ગરુડગંગાથી જોશીમઠ ૧૫ માઈલ.

છને ટકોરે ગરૂડગંગાથી ઉપડ્યા ને શરૂઆતની થોડી ચઢાઈ પછી બે માઈલનો સીધો રસ્તો કાપી સાત વાગે ટંગણી પહોંચ્યાં. અલકનંદાની બાજુમાં પહાડની ધાર પર માઈલો સુધી ચાલ્યા કરવાનું હતું ને કોઈવાર બે કે ચાર માઈલ પર ચટ્ટી દેખાતી. ટંગણીથી એક માઈલ આગળ વધતાં ચીડના ઝાડ પાસે થઈ પાતાલ ગંગાની ખીણ આગળ જઈ પહોંચ્યા, જ્યાં આગળ જવા માટે મોટા પર્વતની બાજુમાં થઈ નીચે ઊતરવાનું હતું. આ અડધો માઈલનો રસ્તો ઘણો ખરાબ છે કારણ કે કાચી માટીના પહાડની ધાર પર એ બનાવ્યો હોવાથી વરસાદના જોશથી માટી ને પથરો ધસીને નીચે આવતાં રસ્તાનું નામ નિશાન રહેતું નથી. આથી દર વર્ષે આ રસ્તો નવો બનાવવો પડે છે. ચોમાસાના સખત વરસાદમાં જ્યારે આ રસ્તો ટકાવી રાખવો મુશ્કેલ પડે છે ત્યારે મુસાફરોને મોટો ડુંગર ચઢી લાંબુ ચક્કર મારી આ તરફ આવ જા કરવી પડે છે. સસ્તા પહાડ પર થોડા ડગલાં ભરતાં નીચે ઊંડાણમાં વહેતી પાતાલ ગંગાના દર્શન થયાં ને કાચા રસ્તા પર થઇ નીચે પાતાલમાં ઊતરતા નદીના પુલ પર થઈ સામે કાંઠે આવ્યા. અહીં એક ગણેશજીનું મંદિર અને થોડી પરચુરણ દુકાનો છે પણ યાત્રાળુઓને ઊતરવા ચટ્ટી ન હોવાથી વરસાદમાં ઘણી આફત પડે છે. અહીંથી થોડે દૂર પાતાલ ગંગા ને અલકનંદાનો સંગમ છે.

સામે કાંઠે સખત ચઢાણ ચઢીને ખડકમાં બે માઈલ કાપતા ગુલાબ કોટી આવી પહોંચ્યા. અહીં નાના ગામડામાં થોડી ચટ્ટીએ

ને બગીચા છે જેમાં ગુલાબના ફૂલ સરસ જોવા મળે છે. ડુંગરના રસ્તા પર ચાલતાં સાધારણ તાપ લાગતો હતો, આથી ગરમ કપડાં રોલીને ઓઢાડતા કંઈક રાહત જણાતી હતી, તેમ ચાલવામાં પણ સુગમ પડતું હતું. ગુલાબ કોટી વટાવી અઢી માઈલ ચાલતાં કુમાર ચટ્ટી આવી પહોંચ્યા જે હેલંગને નામે પ્રખ્યાત છે. આ સ્થળ દરિયાની સપાટીથી ૬૦૦૦ ફૂટ ઊંચું છે. હેલંગથી એક રસ્તો છ માઈલ પર આવેલા આદિ બદ્રી જાય છે, અને ત્યાંથી આગળ બે માઈલ પર કલ્પેશ્વર મહાદેવનું મંદિર આવેલું છે જે પંચ કેદારમાંના એક કેદાર ગણાય છે. હેલંગ આગળ જતાં રસ્તામાંથી એક પગદંડી પાંચ માઈલને અંતરે આવેલા પેની મઠ અને વૃદ્ધ બદરી જાય છે જે પંચ બદરીમાંના એક બદરી ગણાય છે. હેલંગ પછીનો અડધો માઈલનો રસ્તો ઘણો વિકટ અને ખરાબ છે. પહાડના ખડક તોડીને બનાવેલા અઢી ફૂટના માર્ગ પર નીચે ઊતરીને ઝરણાંને સામે કાંઠે ઉપર જતાં સંભાળથી ડગ ભરવા પડે છે. પત્થર પર પડેલા પાણી ને ચીકણી માટી મુસાફરને ખાઈની ઊંડી ખીણમાં ફેંકવા સદા ઉત્સુક હોય છે.

ઉપર ચઢીને થોડુંકમાં પેની, ખનેટી ને ઝડકુલા પસાર કરતાં ઊંચાઈ પર આવવા લાગ્યા. નીચે ખીણમાં અલકનંદા ખડકો વચ્ચે અફળાતી અવાજ કરતી વહેતી હતી, અને અમે એટલા ઊંચે ચઢયા હતા કે ખડક પરથી નીચે નજર નાંખતાં તમ્મર આવી જતાં આશરે ચૌદ માઈલ પૂરા કરી અગોરના સિંગધાર આવી પહોંચ્યાં. અહીં ચટ્ટીના સુંદર મકાનો ને બગીચા હોવાથી આ સ્થળને અમે જોશીમઠ માન્યું પણ તપાસ કરતાં તે માઈલ છેટે હોવાથી થોડું ચાલી કાલી કમલીવાલાની ધર્મશાળામાં જઈ પહોંચ્યા.

અહીંથી થોડાં ડગલાં આગળ એક વાસુદેવનું મંદિર છે, જેનાપર સુવર્ણકળશ છે. શીતકાળમાં શ્રી બદ્રીનાથની ચલ મૂર્તિ અહીં પધરાવી તેની પૂજા થાય છે. આ મંદિરમાં કૃષ્ણ અને બલદેવની સુંદર મૂર્તિઓ છે આ ઉપરાંત દ્રૌપદીની શ્યામ મૂર્તિ, અષ્ટ ભુજાવાલી ગણેશજીની વિચિત્ર મૂર્તિ, નવદુર્ગાની નવ મૂર્તિ ને શિવ પાર્વતીની સુંદર તાંડવ મૂર્તિ છે. બહાર ચોતરા પર પિતળની ગરૂડજીની મૂર્તિ છે. અહીંથી આઠ માઈલ પર તપોવન ને ભવિષ્ય બદ્રી છે, ને ઓગણીશ માઈલ બદ્રીનાથ છે. સ્નાન દર્શન પતાવી ધર્મશાળાપર પાછા ફર્યા ને ભોજનને ઇન્સાફ આપી સાંજ પડતાં બિસ્તરા પાથરવા લાગ્યા. પંદર માઈલની મુસાફરીથી થાક લાગ્યો હતો પણ બદ્રીનાથ સમીપમાં હોવાના સંતોષથી થોડીવારમાં બધા ઘસઘસાટ ઊંઘવા લાગ્યા.

### શનિવાર તા. ૨૧–૬–૫૨.

#### જોશીમઠથી લામબગડ ૧૧ માઈલ

જોશીમઠની ૬૧૦૫ ફૂટની ઉંચાઇ પરથી ન તો અલકનંદાના દર્શન થતા કે ન તો એનો ઘુઘવાટ સંભળાતો પણ સવારના બે માઈલ કાપી બે હજાર ફૂટ નીચે ઊતરતાં ધવળગંગા કે વિષ્ણુગંગા ને અલકનંદાના સંગમ સ્થાને આવી પહોંચ્યા. પૂર્વમાં માનસરોવર તરફથી આવતી વિષ્ણુગંગા ને ઉત્તરમાંથી આવતી અલકનંદા તોફાની સ્વરૂપે મોજા ઉછાળતી અહીં ભેગી મળે છે. આ સ્થાન વિષ્ણુપ્રયાગ તરીકે ઓળખાય છે. સંગમ આગળ તોફાની પાણીનો જોશ હોવાથી ઘાટપર સળીયા ઉભા કરી ને સાંકળો બાંધી નહાવાની સગવડ કરી છે પણ યાત્રાળુઓને લોટાથી સ્નાન કરવું પડે છે. ઉપર ગરુડ અને વિષ્ણુ ભગવાનની ધાતુની મૂર્તિવાળું એક મંદિર છે.

વિષ્ણુગંગા પર ૧૩૦ ફૂટ લાંબો દોરડાનો ઝૂલતો પુલ છે આ પુલ ઘણો જૂનો પુરાણો થઇ જવાથી એનાપરથી એક સાથે ફક્ત ત્રણ યા બે માણસો પસાર થઈ શકે. અધ વચ્ચે પહોંચતા પુલ સખત હાલવા માંડે છે ને નીચે વહેતી ભયંકર વિષ્ણુગંગા તરફ નજર કરતાં ઘણો ભય લાગે છે, પણ સામે કિનારે પહોંચતા હૈયે ટાઢક વળે છે. વિષ્ણુપ્રયાગ વટાવી અલકનંદાને કિનારે આવેલા બદ્રીનાથના ગણુસમા નરનારાયણના પર્વતો વચ્ચે થઈ આગળ જવા લાગ્યા. રસ્તો કંઇક ગંગોત્રી તરફના પ્રદેશ જેવો લાગ્યો. એક માઇલપર આવેલી બલદોડા ચટ્ટી પર ગરમાગરમ જલેબી, ગળ્યા ભજીયાં, તીખી સેવ ને સરસ દૂધ ચહા મળતાં હોવાથી સવારનો નાસ્તો થયો. નદીના પટપર થઈને ફુંકાતો ઠંડો પવન શરીરમા કમકમા ઉપજાવતો હતો. વિચિત્ર સ્વરૂપના ખડકો વચ્ચે થઈ વહેતી અલકનંદા મનોહર દૃશ્ય ખડું કરતી હતી. આશરે આઠ હજાર ફૂટ ઊંચા પર્વતોના કાળમીંઢ ખડકોમાં કોરી કાઢેલા ત્રણ ફૂટ પહોળા રસ્તાપર થઈ અલકનંદાની ભેખડોપર આગળ વધવાનુ હતું. કોઈવાર પાણીની સપાટીથી પંદર ફૂટ તો કોઈવાર બસો ફૂટ ઊંચા ચઢવું પડતું ને સામેથી ડોલી કે મજૂરો આવતાં પહાડની બખોલોમાં ભરાઈને ઊભા રહેવું પડતું. લગભગ ત્રણ માઈલ ચાલતાં પહોળો સપાટ પ્રદેશ જણાયો ને ખેતરો વચ્ચેથી મોટા રસ્તાપર થઇ ઘાટ ચટ્ટી પર જઈ પહોંચ્યા. અહીં ચટ્ટીની દુકાનમાં ગરમાગરમ બટાટાના ભજીયાં ખાઈ દશ વગાડયા. હવે રસ્તો કઇક ઠીક હતો પણ ઘડીઘડી ચઢઊતર કરવું પડતું હતું લગભગ અગિયાર વાગે પાન્ડુકેશ્વર પહોંચ્યા ને યોગબદરીના મંદિરમાં જઇ થાક ખાવા બેઠા

પાન્ડુકેશ્વરમા ડાકબ ગલો, પોસ્ટ ઓફિસ ને કાલી કમલીવાળાની ધર્મશાળા છે. અહીં યોગબદરી ને વાસુદેવના મંદિર છે,

ને તે પર સુવર્ણનાં કળશ છે. પ્રાચીન સમયમાં કોઈ પ્રસંગે સુવર્ણના છત્ર ને મુગટવાળી વિષ્ણુની પ્રતિમા બ્રહ્માએ ઇંદ્રને, *ઇંદ્રે અર્જુનને, અને અર્જુને તે લઈ યુધિષ્ઠિરને આપી હતી. સ્વર્ગારોહણને સમયે યુધિષ્ઠિરે તે મૂર્તિની સ્થાપના આ સ્થળે કરી અને ત્યારથી તે યોગ બદરીને નામે ઓળખાય છે. મુગટ, છત્ર, વસ્ત્ર ને આભૂષણોથી સુસજ્જિત ધાતુની આ મૂર્તિ અત્યારે પણ ઘણી સુંદર લાગે છે. બાજુના ખંડમાં વાસુદેવની ધાતુની મૂર્તિ ને બહાર શિવલિંગ છે. અહીંના મંદિરમાં પ્રાચીન સમયના લેખવાળા ચાર તામ્રપત્રો હતાં જેની લિપિ હજી અણઉકેલી પડી છે અને તે પાંડવોના સમયના હોય એમ કહેવાય છે. હાલમાં ત્રણ વર્ષથી આ તામ્રપત્રો બદ્રીનાથના મંદિરમાં સાચવી રાખવામાં આવેલા છે. પૂર્વકાલમાં હરણાંના શાપથી વ્યથિત થઈ પાંડુ રાજાએ હિમાલય પર તપશ્ચર્યા કરી ત્યારથી આ સ્થાન પાન્ડુકેશ્વર નામથી પ્રસિદ્ધ છે. પાન્ડુકેશ્વરથી એક માઇલ પર ગૌમુખમાંથી પાણી પડે છે ને આ સ્થળ શેષધારા તરીકે ઓળખાય છે. પહેલાં અહીં શેષનું મંદિર ને ધર્મશાળા હતાં પણ દશ વર્ષ પહેલાં બરફના તોફાનમાં બધું નાશ પામ્યુ હોવાથી માત્ર શેષધારા બાકી રહી છે. માર્ગમાં વિનાયક ચટ્ટી આવી ને અગિયાર માઇલ પૂરા થતાં ચઢાઈ ચઢીને લામ-બગડ આવી પહોંચ્યા. અહીં દુકાનદારોએ બનાવેલી ચટ્ટીઓ ને કાલી કમલીવાલાની નવી બનાવેલી ધર્મશાળા છે. આસપાસ બરફ છવાયેલા પર્વતો આવ્યા હોવાથી સાધારણ ઠીક ઠંડી લાગતી હતી. ધર્મશાળામા જગા ન મળતાં ચટ્ટીમાં ઉતારો કરવો પડ્યો હતો ને બપોરનુ ભોજન પતાવી ગરમ કપડામાં લપેટાઇને બધા ગપ્પા મારવા બેઠાં સાંજના વાંદળાં ઓછા થવાથી આકાશ સ્વચ્છ લાગતું હતું ને આજુબાજુના શિખરો પર બરફ

સ્પષ્ટ દેખાતો હતો. આવતી કાલે બદ્રીનાથ પહોંચવાના હોવાથી હૃદયમાં ઉમંગ માતો ન હતો ને ચાર ધામની યાત્રા પૂરી થતા જન્મારો સફળ થયાનો આત્મસંતોષ હતો.

રવિવાર તા. ૨૨-૬-૫૨.

લામબગડથી બદ્રીનાથ ૮ માઈલ.

પાન્ડુકેશ્વરથી ચઢાણની ધીમે ધીમે શરૂઆત થઈ હતી, પણ સાથે પ્રકૃતિએ પત્થરમા પ્રાણ પૂર્યા હતા આજે પણ લામ બગડથી નીકળતા નદી તટની લીલી ઝાડી અમારી સાથી બની હતી. સવારનુ વાતાવરણ, બરફ પરથી આવતી ઠંડી હવા ને નૈસર્ગિક સૌંદર્ય— લીલી વનરાજી, ગુલાબ, ચમેલી, જુઈ તેમજ બીજા રંગીન પુષ્પો મનને અકથ્ય આનંદ આપતા હતાં. માર્ગમાં એક જગાએ ૧૯૪૦માં બંધાયેલો નવો ઝૂલતો પુલ પસાર કરીને ચઢાણ ચઢતા અલકનંદા ને ક્ષીરગંગાના સંગમનુ હૃદયંગમ દ્દશ્ય જોયુ બરફમાંથી નીકળતી ક્ષીરગંગાના દૂધ જેવા નીર અલકનંદામા મળી મેલાં થઈ જતા હતાં સંગમ આગળથી ખડકવાળા ને વેરાન રસ્તે આગળ વધતા ઘૃતગંગાનો પુલ પસાર કરી હનુમાન ચટ્ટી પર આવ્યા. અહીં થોડી નવી ને જૂની ધર્મશાળાઓ તથા ચટ્ટીઓ છે. બાજુમાં હનુમાનજીનુ દિવ્ય મંદિર છે આ પ્રદેશમા વૈખાનસ મુનિએ તપશ્ચર્યા કરી હતી અને કહેવાય છે કે અહીં કરેલા યજ્ઞોની ભસ્મ હજી પણ કોઈક સ્થળે મળી આવે છે

હનુમાન ચટ્ટીથી અડધો માઈલ પસાર કરી પર્વત પરથી સરી પડેલા બરફ પર થઈ આગળ જવા લાગ્યા. પત્થરોમા થઈ ઉપર ચઢવાનુ હોવાથી મુસાફરીમા નિરસતા ભાસતી હતી ફક્ત કેટલીક વાર આવતા ઝરણાં ને ઝૂલતા પુલ કંઈક વિવિધતા રજુ

કરતા. થોડે અંતરે પર્વતના શિખર પરથી નીચે આવેલો મહાકાય બરફ અલકનંદામાં પડી તેનો માર્ગ અવરોધવા પ્રયત્ન કરતો હતો પણ નદીના વેગવંતા વહેણથી છિન્નભિન્ન થઈ કિનારા પર હતાશ મૂઢ માફક ઠરી ગયો હતો એક જગાએ આશરે પચાસ ફૂટ જાડા થર વડે કુદરતે બરફનો પુલ બનાવ્યો હતો ને તેની ગોળ કમાનની નીચેથી અલકનંદા નદી વહેતી હતી. અમારી સાથે બીજા અનેક યાત્રાળુઓ બદ્રીનાથના દર્શને જતા હતા. પચરંગી વસ્ત્રોમાં શોભતાં, રસ્તે ભગવાનનુ નામ લેતાં, સખત ચઢાણને પાતળી હવાથી હાંફતાં થોડો વિસામો લઈ એક સરખા કુચ-કદમ કરી રહ્યાં હતાં. આજે પણ સવારથી આકાશમાં વાદળાં છવાયાં હતાં, ને રસ્તામાં પણ વાદળાંના ગોટા પર્વતોને આલિંગન કરી રહ્યા હતા. સાડા છ માઈલનુ સખત ચઢાણ ચઢી કુબેરશિલા આગળ થઈ સપાટ મેદાનને કિનારે આવી ઊભા, જ્યાંથી બદરીનાથના પ્રથમ દર્શન થયા. વિશાળ મેદાનની પશ્ચિમે અલકનંદા વહે છે ને તેને પશ્ચિમ કિનારે બદરીકાશ્રમ આવેલું છે. આજુબાજુના પર્વતોમાંથી વહેતી નદીઓ ને સફેદ ઝરણાં અલકનંદામાં જઈ મળે છે નાના મોટાં મકાન અને મંદિરથી શોભતું નાનુ ગામ અલકાપુરી સમાન લાગે છે.

થોડે નીચે ઉતરી અલકનંદાનો પુલ પસાર કરી ઋષિગંગાને કિનારે પહોંચ્યા, પણ નદી પરનો પુલ ભાંગી ગયો હોવાથી પત્થરો પર થઈ નદી પસાર કરી બજારમાં આવ્યા, ને આખરનું કઠિન ચઢાણ ચઢી ગોર રામપ્રસાદને બંગલે પહોચી ગયા. મુકામ પર ચહા ને નાસ્તામાં પ્રસાદ આરોગી થાક ઉતાર્યો ને બપોરના સ્નાન માટે તપ્ત કુંડ પર ગયા. બદ્રીનાથના મંદિર સામે આશરે સાઠ પગથિયા ઊતર્યા પછી અલકનંદાને જમણા કાંઠે સોળ હાથ

સમચોરસ તપ્ત કુંડ આવેલો છે. બે ગોમુખમાંથી કુંડમાં ધારાઓ પડે છે ને પાણી સાધારણ નહાવા લાયક ગરમ છે. થોડા પગથીયા નીચે ઊતરતાં ઘાટ પર ઊત્તરે ગૌરીકુંડ ને સૂર્યકુંડ આવેલા છે ને તેમાં પણ ગરમ પાણી સતત વહ્યા કરે છે. ઘાટની નીચે નારદ-કુંડ હતો પણ હાલ તે અલકનંદામાં સમાઈ ગયેલો હોવાનું મનાય છે. તપ્તકુંડની આસપાસના ખડકોને નારદશિલા, વરાહ-શિલા, ગરૂડશિલા, માર્કંડશિલા ને નૃસિંહશિલા નામે ઓળખાવવામાં આવે છે.

સ્નાન પતાવી, પગથિયાં ચઢી બદ્રીનાથના દર્શન માટે મંદિરમા ગયા પણ દર્શન બંધ હોવાથી થોડીવાર બહાર થોભી કંઈક ભજનો ગાયા. દર્શન ખુલતાં મંદિરમાં દાખલ થયાં ને બદ્રીનારાયણના દર્શન કરી કૃત કૃત્ય થઈ પાવન થયા, વર્ષોની આશા ફળી ને આંખમાં આનંદના આસુ ઉભરાયા.

બદ્રીનાથનું મંદિર આશરે ૪૦ ફૂટ લાંબુ, ૩૦ ફૂટ ઊંચું ને ૧૨ ફૂટ પહોળું છે મંદિર પત્થરનુ બાંધેલુ છે. ઉપરની છત તાંબાના પતરા ઉપર સોનાથી મઢેલી છે ને શિખર પર સોનાના કળશ છે. મંદિરના દરવાજા ચાંદીથી મઢેલા છે અને મંદિર ફરતો ચારે તરફ ચોક છે મંદિરમાં પેસતા ત્રણ ખંડ નજરે પડે છે ને તે સભાખંડ, જગમોહનખંડ ને દેવખંડ તરીકે ઓળખાય છે. સભાખંડમાં બ્રાહ્મણો પાઠ ને જાપ કરે છે જગમોહન ખંડમાં યાત્રીઓ દર્શન માટે ઊભા રહે છે ને દેવખંડમાં મૂર્તિ વિરાજમાન છે. બદ્રીનાથની સવા ફૂટ ઊંચી દ્વિભુજાવાળી શ્યામલ મૂર્તિ સુવર્ણના સિંહાસન પર પદ્માસને બિરાજમાન છે. મૂર્તિ પર સોનાનું છત્ર છે ને શૃંગાર વખતે મૂર્તિને હીરાજડિત સુવર્ણ મુગટ ને અલંકારો

વારણુ કરાવવામા આવે છે, ત્યારે લલાટમા મોટો હીરો જળહળતો દેખાય છે. આ મૂર્તિ પારસમણિની છે એમ કહેવાય છે બદ્રીનાથની બાજુમા લક્ષ્મી, નર નારાયણુ, નારદ, ગણેશ, ગરુડ કુબેર ને ઉદ્ધવજીની મૂર્તિઓ છે એવી દતકથા છે કે કેટલા વર્ષો પૂર્વે બદ્રીનાથ ગુપ્ત હતા પણુ લગભગ નવમી શતાબ્દીમા જ્યારે શ્રી શંકરાચાર્ય આ તરફ આવ્યા ત્યારે તેમને બદ્રીનાથની મૂર્તિ નારદ કુડમાથી હાથ લાગી ને એમણે અત્યારનુ મ દિર બ ધાવી તેમા મૂર્તિની સ્થાપના કરી

દેવખ ડમા મૂર્તિ પાસે કોઈપણુ યાત્રાળુને જવા દેવામા આવતા નથી શ્રી શ કરાચાર્યની આજ્ઞા અનુસાર તેમની જ્ઞાતિના નિયુક્ત કરેલા નિંબોરી બ્રાહ્મણુને બદ્રીનાથના પૂજનનો હક્ક આપવામા આવ્યો છે ને આ પૂજારી રાવલ તરીકે ઓળખાય છે બદરીનાથના મ દિર પાછળ ધર્મશિલા નામે એક શિલા છે ને ડાબા હાથ તરફ એક કુડ છે પ્રદક્ષિણામા ચોકમા ઉત્તરે ઘ ટાકર્ણુ, પૂર્વમા હનુમાન, ગણેશ ને ગરુડજીની મૂર્તિઓ છે. દક્ષિણુમા ઘુ બજદાર મ દિરમા લક્ષ્મીજીની શ્યામવણુની પ્રતિમા વસ્ત્ર ને આભૂષણોથી સુસજ્જિત છે બાજુમા એક મોટો ભ ડાર છે જેમા શ્રી બદ્રીનાથના પ્રસાદ સ્વરૂપ ત્રણુ મણુ ભાત રાધવામા આવે છે લક્ષ્મીના મ દિર પાસે શ્રી શ કરાચાર્યની ગાદી છે ને તે પર બદ્રીનાથની ચાદીની પ્રતિમા ગોઠવેલી છે બાજુમા શ્રી શ કરાચાર્યની મૂર્તિ છે ચોકમા મોટો ઘ ટ છે, તે નેપાળના દરબાર તરફથી લટકાવવામા આવ્યો છે

અને તરેહતરેહની વસ્તુઓ જોતાં દુકાનો પર ઘૂમવા લાગ્યા. અહીં નાનકડા બજારમાં અનેક ઉપયોગી વસ્તુઓ મળે છે તેમાં ખાસ કરીને લોટિયા ગાયની ચમરી, વ્યાઘ્રચર્મ તેમજ આસન તરીકે વપરાતાં જંગલી જનાવરોના ચામડાં, કસ્તુરી શિલાજીત વિગેરે દવાઓ, કાશ્મીરી શાલ, ગરમ કામળા ને ચાંદીમાં ઉપસાવી કાઢેલી તાંબાના પતરા પર મઢેલી ભગવાનની છબીઓ ઘણી જગાએ મળે છે. દુકાનો પરથી કંઇક યાદગીરી પુરતી, નવાઈની ને જરૂરી ચીજો ખરીદી મુકામ પર પાછા ફર્યા. સાંજના અતિશય ઠંડો પવન ફુંકાતો હતો ને વાદળમાંથી ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. સખત ઠંડીથી બચવા ગરમ કપડા સાથે શાલ વિગેરે લપેટી રાખવા પડતા હતા.

ઓફિસ, તાર ઓફિસ તથા ટેલિફોનની સગવડ છે. અહીં પ્રતિ વર્ષ લાખોની સંખ્યામાં યાત્રાળુઓ આવે છે અને ભગવાનના દર્શન કરી જન્મ સફળ કરે છે.

## સોમવાર તા. ૨૩-૬-૫૨

### બદ્રીનાથ.

સવારે વહેલા ઊઠી તપ્તકુંડમાં સ્નાન કરી મંદિરમાં દર્શન અર્થે ગયા. મંદિરનો વહિવટ સરકાર તરફથી નિયુક્ત થયેલી કમિટી ચલાવે છે. જેમાં સરકારી તેમજ જાણીતી વ્યક્તિઓ છે ને યાત્રીઓને દર્શન, દાન વિગેરેની સગવડ આપવામાં પોતાનાથી બનતી મદદ કરે છે. ભાવિક ને શ્રદ્ધાળુ યાત્રાળુઓને સુગમ થઈ પડે તે માટે ટેમ્પલ કમિટી તરફથી દર્શન અને ભોગ માટે ભેટ ધરવાના પ્રકાર ઘડ્યા છે તે નીચે મુજબ છે. ઓછામાં ઓછો એક રૂપિયો ભોગ માટે ભેટ ધરનારને બીજે દિવસે રાંધેલાં ચોખાનો પ્રસાદ મળે છે. બદ્રીનાથના મંદિરનો નિત્ય ભોગ રૂા. ૨૫રાાનો થાય છે. તેમાં રૂા. ૨૫) આપતા પાંચ રૂપિયા જીર્ણોદ્ધાર વિગેરેમાં ખર્ચાય છે ને વીશ રૂપિયા નિત્ય ભોગના ફંડમાં જમે થાય છે. આ ભોગ અટકા ભોગ તરીકે ઓળખાય છે. આ ઉપરાંત બાળ-ભોગ નિમિત્તે રૂા. ૫)થી વધુ ભેટમાં આપી શકાય છે. રોજ સવારના અભિષેકની પૂજા ચાર કલાક ચાલે છે જેમા ભગવાનને સ્નાન કરાવી ચંદન, કેસર ને પુષ્પો ચઢાવી શણગાર ચઢાવવામાં આવે છે રૂા. ૧૦૧) ભરનારને આ દર્શન કરવાની ખાસ સગવડ કરી આપવામાં આવે છે ને અંદર બેસવાની પરવાનગી મળે છે. ભગવાનને તુલસી ચઢાવવાના પણ અનેક પ્રકાર છે. રૂપિયા સાત ભરનારને મંદિરનો પૂજારી ભગવાનના નામ સાથે તુલસી ચઢાવે છે. તેર

રૂપિયામા ૧૦૮ વખત નામ સ્મરણ સાથે તુલસી ચઢે છે ને રૂપિયા ત્રીશ ભરનારને વિષ્ણુ સહસ્ર નામ સાથે તુલસી ચઢાવવાનો લાભ મળે છે એક રૂપિયો ગાદી ભેટમા આપતા એને નામે તુલસી, ચંદન ને પ્રસાદ ભગવાનને ચઢે છે પાચથી દશ રૂપિયા સુગંધી વસ્તુઓ માટે આપે તો તેમાથી અત્તર વિગેરે સુગંધી દ્રવ્યોનો અભિષેક થાય છે

આટલુ કષ્ટ વેઠીને બદરીનાથ આવ્યા હોવાથી ધરાઇને ભગવાનના દર્શન કરવાની અભિલાષા હતી, તેથી અભિષેક પૂજા નિમિત્તે રૂપિયા ૧૦૧) મંદિરમા ભરીને મોટા ભાગમા બધાએ પૂજાવિધિ જોવા સગવડ મેળવી ભગવાનને ચંદન, કેસર, અત્તર વિગેરે સુવાસિત જળવડે સ્નાન કરાવી પુષ્પ ને વસ્ત્ર આભૂષણોથી શણગાર્યા આ પૂજા દરમ્યાન મંદિર કમિટીના શાસ્ત્રીજી યાત્રાળુ સમક્ષ ભગવાનના શણગાર, અંગો તેમજ મુદ્રાઓનુ વર્ણન કરતા, ને મૂર્તિ સમક્ષ ગવળ ઘીનો દીપ ધરી યાત્રાળુઓને પ્રત્યક્ષ દર્શન કરાવતા હતા પ્રવચનમા શાસ્ત્રીજીએ બદરીનાથની પ્રતિષ્ઠા, તેની પૂજા ને પૂજાના સમય વિષે લંબાણથી વિવેચન કર્યું બદરીનાથના અંગ પરની રેખાઓથી માડી દરેક પંથના યાત્રીઓને ભગવાન ભાવ પ્રમાણે અનેક સ્વરૂપે દેખાય છે તેનુ વર્ણન કર્યું આજુબાજુમા આવેલી દેવ મૂર્તિઓની આલેખના આપી ને તેમણે શું ભાગ ભજવ્યો તેની કથા કહી સંભળાવી છ મહિના માનવપૂજા ને શિયાળાના છ મહિના દેવપૂજા થાય છે, તે સમજ પાડીને દેવપૂજામા ખલેલ કરનારને બ્રહ્મહત્યાનું પાતક લાગે છે તે ભાવપૂર્વક સમજાવ્યું

મંદિરના ઠંડા વાતાવરણુમા કલાકો સુધી બેસીને ભગવાનના દર્શન કરતા એક રૂપ થઈ ગયા ને આટલો બધો સમય પસાર થયો હોવા છતાં જાણે થોડી પળો પસાર થઈ હોય તેમ લાગ્યુ. ભગવાન માટે તૈયાર કરીને લાવેલા વાઘા ભગવાનને ધરાવ્યા ને ભગવાને અમારી ભેટ સ્વીકારી માની હૃદયમાં સંપૂર્ણ સંતોષ અનુભવ્યો.

ભક્તિ ભાવથી થતી પૂજા નિહાળી ને ધરાઈને દર્શન કરી મંદિર બહાર નીકળ્યા. આજે બ્રહ્મકપાલ પર જઈ પિતૃઓને પિંડદાન કરવાનો અમારો કાર્યક્રમ હતો, તેથી ગઈ કાલે મંદિરમા બાલભોગ નિમિત્તે પૈસા ભરીને આજે પ્રસાદની રાહ જોઈ રહ્યા હતા. સવારના કોઈ ભાંજગડમા બાલ ભોગ ધરાવવાનો રહી ગયો ને બપોરના એક વાગે પ્રસાદ મળ્યો. બ્રહ્મકપાલ પરના શ્રાદ્ધની પૂર્વ તૈયારીઓ કરી રાખી હતી એટલે પ્રસાદ મળતા બધી સામગ્રી લઇ બ્રાહ્મણ સાથે તે સ્થળે જવા ઊપડ્યા. રસ્તામા તપ્તકુંડ આગળ સંકલ્પ મુકાવ્યો ને ગુપ્તદાન થયુ ને છેવટે બ્રહ્મકપાલ જઈ પહોચ્યા.

બ્રહ્મકપાલ વિષે દંતકથા છે કે બ્રહ્મા પોતાની પુત્રી સરસ્વતી પર મોહિત થયા આથી શિવજીએ એની સજા તરીકે ત્રિશૂળથી એનુ શિર ધડથી જુદું કરી નાખ્યું છુટુ થયેલુ માથુ શિવના હાથપર ચોટ્યુ અને સાથે બ્રહ્મહત્યા પણ ચોટી. ગભરાઈ એ વિષ્ણુ પાસે ગયા અને આફતમાથી મુક્ત કરવા વિનંતિ કરી વિષ્ણુ થોડીવારમા બધી વાત પામી ગયા ને શિવજીને બદરીનાથ જવાની સલાહ આપી બધા પાપમાથી મુક્ત થવા શિવ બ્રહ્માના મસ્તક સાથે ચાલી નીકળ્યા ને બદરીનાથ સમીપ આવી પહોચ્યા. બદરીનાથ

આવતાં બ્રહ્મહત્યા છૂટી ગઈ અને બ્રહ્મકપાલ આગળ બ્રહ્માનુ મસ્તક ઊખડી પડયુ. આ સ્થાનની પવિત્રતા જોઇ શંકર ભગવાને અહીં નિવાસ કર્યો ત્યારથી આ સ્થાન બ્રહ્મકપાલ નામે પ્રસિદ્ધ છે. અહીં પિતૃઓને પિંડદાન દઈ શ્રાદ્ધ કરવાનુ વિશેષ ફળ છે, તેથી અહીં શ્રાદ્ધ કર્યા પછી બીજી કોઈ જગાએ શ્રાદ્ધ કરવાની જરૂર રહેતી નથી ..ભગવાનનાં ભોગનો ભાત લઈ તેમાંથી પિંડ બનાવવામાં આવે છે. પિતૃઓને આ પિંડનુ દાન કરી, તર્પણ કરી શ્રાદ્ધ વિધિ પૂરી થાય છે ને છેવટે પિંડને અલકનંદામાં પધરાવી શ્રાદ્ધની સમાપ્તિ થાય છે.

અમારામાથી સાત જણ શ્રાદ્ધ નિમિત્તે અત્રે આવ્યા હતા. બ્રહ્મકપાલ પર આસન બિછાવી શુભ શરૂઆત કરી ને વિધિ કરાવનાર બ્રાહ્મણ સ્પષ્ટ શબ્દોમાં બોલી બધુ સમજાવતો હોવાથી એક ચિત્તે ભાવપૂર્વક શ્રાદ્ધ વિધિ પતાવી બે વાગે પાછા ફર્યા પિતૃઓ ને સ્વજન યાદ આવતા પાંપણો ભીની થઈ ને ભૂતકાળ માલર્યો પણ છેવટે પિતૃઋણમાંથી મુક્ત થયાનો આત્મસંતોષ અનુભવ્યો. એક પ્રસંગે અમારા ગોર શ્રી. રામપ્રસાદે અહીંની ચમત્કારી ભૂમિનું મહત્ત્વ સમજાવ્યુ હતું પૂર્વકાલમા ધર્મના પુત્ર નર ને નારાયણ ઋષિએ આ સ્થળે હજારો વર્ષ પર્યંત તપશ્ચર્યા કરી રાક્ષસ સહસ્ત્ર કવચનો નાશ કર્યો હતો આ તપશ્ચર્યા દરમ્યાન લક્ષ્મીએ ભગવાન નારાયણને બોરડી રૂપે છાયા કરી હોવાથી આ સ્થળે ભગવાન બદરીનાથ નામે પ્રસિદ્ધ છે ત્યારપછી નરનારાયણ પૃથ્વીમાં કૃષ્ણ ને અર્જુન તરીકે અવતાર પામ્યા હતા. આ ઉપરાંત સૂર્યના પુત્ર વૈવસ્વત મનુએ દસ હજાર વર્ષ તપ કર્યું હતું તેમજ નારદજી અને ગરુડે પણ આ સ્થળે તપશ્ચર્યા કરી હોવાથી આ

ભૂમિ તપોભૂમિ તરીકે ઓળખાય છે ને અહીં થોડા દિવસ નિવાસ કરવાનું ઘણું મહાત્મ્ય છે.

બપોરના ભોજન બાદ થોડો આરામ કર્યો પણ સાંજના વાદળાં ઘેરાઇને થોડો વરસાદ વરસતો હોઈ વિશેષ ઠંડી લાગતી હતી. અલકનંદાને પૂર્વ કિનારે કેટલાક મહાત્મા તથા સાધુસંત રહે છે જેના માત્ર દર્શનથી માનવદેહ પાવન થાય છે. અમારામાંના કેટલાક આ સાધુસંતના દર્શન કરવાની જિજ્ઞાસા રોકી ન શકયા ને આવી ઠંડીમાં પણ અલકનંદાને સામે કાંઠે પહોંચી સાધુઓની કુટિરો સમીપ જઈ પહોંચ્યા. આ સાધુ મહાત્માઓ અહીં કુટિર બાંધી ઘણા વર્ષોથી નિવાસ કરે છે આમાંના કેટલાક ઘણા વિદ્વાન તથા હઠયોગી છે ને બારેમાસ ફક્ત કૌપીનધારી બરફમાં પડી રહે છે. ઘણીવાર તેઓ બરફમા થઈ ત્રણ ચાર દિવસમાં ગંગોત્રી, કેદારનાથ વિગેરે સ્થળે જાય છે ને બરફના શિખરોપર થઈ કૈલાસ પણ જઈ પહોંચે છે. ઠંડીથી એમના શરીર તદ્દન કાળા પડી ગયાં છે ને કેટલાકના પગમાં બરફથી ચીરા પડયા છે આ સાધુઓ કવચિત ભિક્ષા માટે ગામમાં આવે છે નહીં તો પોતાની ઝૂંપડીઓમા ધ્યાનમગ્ન બેસી રહે છે. આવા થોડા મહાત્માના દર્શન કરી ધન્ય થયા ને બજારમાં આટો મારી દર્શન કરી નિવાસસ્થાને પાછા ફર્યા.

બદરીનાથથી માનાગાવ થઈ ચાર માઈલપર વસુધારા જવાય છે. અહીં નિરંતર બરફ રહે છે ને આશરે ૭૨૦ ફૂટ ઊંચા પહાડ પરથી એક મોટો ધોધ વહે છે જે વસુધારા નામે ઓળખાય છે. ધોધ ઘણો ઉંચાઈ પરથી પડતો હોવાથી પાણીના બારીક ફોરાં પવનમા આમતેમ ઊડતાં હોય છે માનાગામ આગળ વ્યાસગુફા ને વ્યાસાશ્રમ છે, થોડે દૂર મુચકુન્દની ગુફા ને ત્યાથી એક રસ્તો

તિબેટ, કૈલાસ ને માનસરોવર જાય છે. ફક્ત બે દિવસ બદરીનાથ રોકાવાના હોવાથી અમે વસુધારા જઈ શકયા ન હતા.

### મંગળવાર તા. ૨૪-૬-૫૨

બદરીનાથથી લામબગડ ૮ માઈલ.

યાત્રાનું ધ્યેય પૂરું થયું, ચાર ધામની યાત્રા પૂરી થઈ ને બદરીકેદારના દર્શન કરી અહીં આવ્યાનો આત્મસંતોષ અનુભવ્યો. સ્નાન, દર્શન ને બીજા વ્યવહારિક કર્મ પતાવતાં બાર વાગી ગયાં અને બદરીનાથથી નીકળતાં કંઈક મોડું થઈ ગયું. છેવટે પોસ્ટ ઓફિસમાં થોડું કામ પતાવી અમારા ગોર શ્રી રામપ્રસાદની આખર વિદાય લઈ ઝરમર વરસતા વરસાદમાં લામબગડ પહોંચવા ચાલી નીકળ્યા. ઋષિગંગાનો પુલ તૈયાર થઈ ગયો હતો ને કિનારાની મરામતનું કામ ચાલુ હતું. અલકનંદાનો પુલ વટાવી ગણેશ મંદિર ને કુબેરશિલા આગળ પહોંચી બદરીનાથને છેલ્લા નમસ્કાર કર્યા ને પથરા, ઝરણાં ને બરફનો પ્રદેશ ખૂંદતા, વરસાદ ને ઠંડીથી ધ્રૂજતાં પૂરવેગે નીચે ઊતરી રહ્યાં. ચઢતા જેટલી મુશ્કેલી નડી હતી તે પ્રમાણમાં ઊતરવાનું સાવ નજીવું લાગતું હતું. વરસાદ હજી ચાલુ હતો પણ જોર ઓછું લાગતું ન હતું તેમ છતાં થોડા ભીંજાતાં બે વાગે હનુમાન ચટ્ટી પહોંચ્યા.

નદીઓના સંગમ ને અલકનંદાનું તોફાની સ્વરૂપ, પર્વત-પરના વાદળાં ને પ્રકૃતિ સૌંદર્ય, આસપાસની લીલી ઝાડી ને ઠંડી હવા જાણે છેલ્લી વિદાય લેતા હતા. ખડકના ખંડખચડા રસ્તા ચઢતા ઊતરતા, કાદવ વાળા રસ્તામાં સંભાળથી ચાલતાં અલખનંદાનો પુલ વટાવી સાડાત્રણે લામબગડ આવી પહોંચ્યાં. સાધારણ વરસાદ ચાલુ હતો અને ધર્મશાળામાં પહોંચ્યા પછી તે

વધ્યો ને પતરાંનાં છાપરાંમાંથી પાણી ટપકવા લાગ્યુ. આ વખતે શ્રી કાળી કમલીવાલાની ધર્મશાળામાં જગા મળી હતી ને આ ધર્મશાળા કંઈક નવીન લાગતી હતી. અમારા માણસો આગળથી આવી પહોંચ્યા હોવાથી ભોજન તૈયાર રાખ્યું હતું એટલે ગરમાગરમ ખાઈ તાજા થઈ કુંડાળું વળીને બેઠાં. આ તરફના હવાપાણી, વરસાદમાં બગડેલાં ઝરણાંના પાણીને બદરીનાથમાં ખાધેલા મિષ્ટાન્નથી થોડાકની તબિયત બગડી હતી છતાં ઘેર પહોંચવાના ઉત્સાહમાં બધું સહન કરતાં સમયના પ્રવાહમાં તણાતા હતા. વરસાદના ભેજથી હવા વધુ ઠંડી બની હતી ને રાત્રી પડી ચૂકી હતી એટલે ઉપરથી થતા અભિષેક વગરનો ખૂણો શોધી બિછાના બિછાવી હૂંફ મેળવવા પડયા.

બુધવાર તા. ૨૫-૬-૫૨

લામ બગડથી સિંગધાગ ૧૨ માઈલ

વરસાદનુ વાતાવરણ વિખરાઈ જઈ સ્વચ્છ સુંદર સવાર થયુ, તેમ છતાં સહીસલામત પહોંચવા છ વાગ્યા પછી લામબગડ છોડયુ. વાદળાં સામે આવતાં હતાં, પર્વતો ધીમે ધીમે અદસ્ય થવા લાગ્યા ને બે માઈલ વટાવતાં વાદળાંમાંથી ઝીણી ઝરમર શરૂ થઈ. સવારના વાતાવરણમાં શરૂઆતમાં બારીક છાંટ તાજગીભરી લાગી પણ આગળ જતાં જ્યારે વરસાદે કપડાં ભીંજવવા શરૂ કર્યાં ત્યારે ગઇકાલનો કંટાળો ફૂટી નીકળ્યો, ને ફરવાની મોજ મારી ગઇ. લપસણાં રસ્તામાં માર્ગ કાપતાં પાંડુકેશ્વર વટાવી ઘાટચટ્ટી પહોંચ્યા. વરસાદ હજી ચાલુ હતો એટલે ચટ્ટીમાં ભરાઇને વરસાદ બંધ થવાની રાહ જોતા ઊભા રહ્યા. થોડીવારે કંઈક ફેર પડ્યો ને સ્વચ્છ વાતાવરણમાં આગળ ધપવાની આશાએ બહાર કૂદી પડ્યા,

પણ થોડીવારમાં એ ભગવાન એના એ થયા. થોડી થોડી વારે વરસાદ સંતાકુકડી રમતો હતો ને અમારા જેવા નરમ માણસોને પજવતો હતો. અલકનંદાને કિનારે ખડકોમાં પગ ઘસડતા નદીપરનો પુલ વટાવી સાડાદશે બલદોડા ચટ્ટીપર આવી પહોંચ્યા હવે વિષ્ણુ-પ્રયાગ ફક્ત એક માઈલ બાકી હતું. જતી વખતે આ ચટ્ટીપર ગરમા ગરમ સરસ જલેબી મળતી હોવાથી આ ચટ્ટીનું નામ જલેબી ચટ્ટી પાડયું હતું, પણ આજે ઘણા થાકી ગયા હોવાથી અત્યારે જલેબી ખાવાની રુચિ ન હતી એટલે ઠંડી હવામાં તાજગી મેળવવા ગરમ ચહા લઈ મન મનાવવું પડયું. અગિયાર વાગે વિષ્ણુપ્રયાગ પરનો ઝૂલતો પુલ વટાવી જોશીમઠની ચઢાઇપર આવી ઊભા. જતી વખતે બે માઈલ સહજમાં ઊતરી ગયાં હતાં પણ અત્યારે બે હજાર ફૂટ ઊંચે ચઢીને બે માઈલ ચાલવા સહેલું ન હતું. બપોર થયા હતા પણ વરસાદને લીધે સારી ઠંડક હતી, પણ ઉપર ચઢવાનો કંટાળો આવતો હતો ને ઉપર પહોંચ્યા સિવાય છૂટકો ન હતો. તેથી માથું નીચે નાખી આજુબાજુ જોયા સિવાય ઘાણીના બળદ માફક ઉપર ચઢવા માંડયું ને અંતર કપાવા લાગ્યું. એક માઇલપર ચટ્ટીની દુકાનો આવી અને એક જગાએ સફરજન ને જરદાલુ મળતાં હોવાથી તેના ટોપલા ખતમ કરી મળેલાં ફળોને ઉદરમાં પધરાવવા લાગ્યા. વિશ્રાન્તિ ને ખોરાક ને લીધે થોડીક શકિત આવી ને માથેરાનની ગાડી માફક મોઢામાંથી વરાળના ગોટા કાઢતા ઉપર ચઢવા લાગ્યા. બારને શુમારે જોશીમઠ ને સિંગધારા વચ્ચે આવી ચઢયા. સતત ચઢવાથી પગ લૂલા થઈ ગયા હતા ને આગળ ચાલવાની શકિત રહી ન હતી પણ હવે માર્ગ સપાટ હતો ને નિવાસસ્થાન નજીક હોવાથી ધીમે ડગલે આજની મુસાફરી પૂરી કરી. સાંજે મોટો

ટેકરે ચઢી જ્યોતિષ્પીઠ પર પહોંચ્યા, પણ સદ્‌ભાગ્યે પ્રવેશદ્વાર આગળ મઠના સંચાલક શ્રી અદ્વૈતાનંદ મહારાજ અમને મળ્યા ને એમની સાથે મઠમા પહોંચી શ્રી શંકરાચાર્યની ગાદીના દર્શન કર્યાં. થોડો સમય વાર્તાલાપમાં કાઢી અંધારું થતાં પાછા ફર્યા ને મઠની આજુબાજુ પ્રાચીન ગુફા, મંદિરો ને બગીચા જોતા મુકામ પર આવી પહોંચ્યાં.

### ગુરુવાર તા. ૨૬-૬-૫૨

### સિંગધારાથી ગરુડ ગંગા, ૧૫ માઈલ

હિમાચલ પ્રદેશનું ચોમાસું પૂર વેગમાં ચાલુ થઈ ગયું હતું. રાત્રે પુષ્કળ વરસાદ પડયો હોવાથી રસ્તામાં પાણીના ખાબોચિયાં ભરાઈ ગયાં હતાં ને જમીનમાંથી અનેક અળશિયા ફૂટી નીકળી જમીન પર વેરાયેલા પડ્યા હતા. સવાર હોવા છતાં ભેજવાળી હવા ને વાદળાં ગમગીન વાતાવરણ પેદા કરતાં હતાં, પણ લાંબો પંથ કાપવાનો હોવાથી સહેજ વહેલા નીકળી વહેલા પહોંચવાની મુરાદ સેવતા હતા કલાકમાં સૂર્યદેવના દર્શન થયાં ને તડકાથી રાહત મળતાં ઉત્સાહમાં ઝડકુલા, પેની ને ખનેટી આગળનો વિકટ રસ્તો પાર કરી હેલંગ આવી ઊભા. ચહા-પાણી, દૂધ, દહીં વગેરે નાસ્તા બાદ થોડો વિરામ કરી પાછી મજલ શરૂ થઈ ને ગુલાબકોટી પસાર કરી પાતાલ-ગંગા આગળ પહોચી ગયા. ગઈ કાલના વરસાદને પરિણામે રસ્તો તૂટીને સદંતર બંધ થઈ જવાનો ભય હતો પણ તપાસ કરતાં જણાયું કે વરસાદના જોરથી અનેક ઠેકાણે રસ્તો ધોવાઈ ગયો હતો ને સમારકામ ચાલુ હતું પોચા રસ્તાપરથી નીચે ખીણમાં સરી પડવાની બીકે ઝડપથી કાચો ડુંગર પસાર કર્યો ને ચીડના ઝાડ

નીચે થઈ સપાટ રસ્તાપર ચાલવા લાગ્યા. બપોર થવાથી તાપ લાગવા માંડ્યો હતો ને ગળુ સૂકાવા લાગ્યું પણ રસ્તામાં પાણીનુ નામ નિશાન જણાતું ન હતું. એક જગાએ પાણીની પરબમાં કેરોસીનના ડબ્બામાં પરમેંગેનેટની લાલ દવા વાળુ પાણી ભરેલુ હતું પણ તેમાં સારા પ્રમાણમાં કચરો દેખાતાં પાણી પીવાનુ મુલતવી રાખવું પડયુ. થાકેલાં ને માંદાં, તરસથી પીડાતા સાડાબારે ગરુડગંગા આવી પહોચ્યા ને ચટ્ટીમાં પહોચી આખો દિવસ આરામ કર્યો

## શુક્રવાર ૨૭-૬-૫૨

### ગરુડગંગાથી મહચટ્ટી ૧૧ માઈલ

અડધી રાત્રે વરસાદ શરૂ થઈ ચટ્ટીના છાપરામાં થઈ અમારા શરીર પર અભિષેક કરી રહ્યો ને પાથરેલાં બેડીંગ, પહેરવાનાં કપડા, બૂટ, ઓઢવાના વિગેરે પાણીથી તરબોળ થઈ ગયાં. જેટલાં બચી શકયાં તેટલા કપડા વિગેરે રેનકોટ ને રબરના લેધરથી કોરાં રહ્યાં ને ગમે તેમ કરી રાત પૂરી કરી. સવારના પણ વરસાદ ચાલુ હતો પણ તેને ન ગણકારતા વરસતા વરસાદમાં મહચટ્ટી જવા ચાલી નીકળ્યા.

પાણીના ખાબોચિયામા છબછબિયા કરતાં, ચીકણી માટીમા બૂટ લપસાવતા, લાકડીઓ ટેકવી ધીમેધીમે રસ્તો પસાર કરવા લાગ્યા ગરુડગંગાથી પીપળકોટી સુધીનો ચાર માઇલનો રસ્તો ઘણો ખરાબ હતો. કાચી માટીના પહાડ ઉપરથી ધસીને રસ્તામાં પડ્યા હતા તે કાકરા ને માટી સાથે મોટા પત્થરો નીચે ગબડીને મુસાફરોને ગભરાટમાં મૂકી દેતા હતા બે ત્રણ વાર ડોલીવાલાને આવા પત્થરોથી દોડીને જીવ બચાવવો પડયો હતો. સાડા સાતે પીપળકોટી પહોચ્યા ને વરસાદથી કંટાળેલા અહીં થોડુંક થોભ્યા.

અહીંથી અમારા ડોલીવાલાઓને યાત્રાની પૂર્ણાહુતી નિમિત્તે બક્ષીસ તરીકે દરેકને કોટનુ કાપડ અપાવ્યું ને બજારમાંથી આસન વિગેરે ખરીદ્યું.

હવે વરસાદ બંધ થયો હોવાથી ખભે રેનકોટ નાંખીને સુંદર વાતાવરણમાં ઝરણાં પસાર કરતાં અલકનંદાને કિનારે હાટ ચટ્ટી, સિયાસૈન ને છીનકા વટાવતાં મઠચટ્ટી આવી પહોંચ્યા. અગિયાર વાગ્યા હતા ને સમય સારા પ્રમાણમાં ફાજલ હોવાથી બપોરના ચમોલી થઈ કર્ણપ્રયાગ જવાનો વિચાર હતો, પણ ચમોલી પર બસનો બંદોબસ્ત ન થઈ શકવાથી મઠ ચટ્ટીપર રોકાઈ જવું પડયુ. બપોરના ભોજનથી પરવારી અમારા એક વડીલ એક બે માણસો સાથે ચમોલી જઈ પહોંચ્યા ને ગઢવાળ મોટર યુનીયન બસ સર્વીસના વ્યવસ્થાપકને મળ્યા. અમારી સાથે નાનાં બાળકો માંદા ને કામ ધંધાવાળા માણસોને રજા પૂરી થવાથી ઉતાવળે મુંબઈ વિગેરે સ્થળોએ પહોચવાની જરૂર હતી પણ બસ સર્વીસના માણસોનાં હૃદયમાં રામ વસ્યા ને આવતી કાલે બપોરના ચમોલીથી બસમાં ઊપડવા માટે બંદોબસ્ત થયો.

### શનિવાર તા. ૨૮-૬-૫૨

#### મઠચટ્ટીથી ચમોલી થઈ કીર્તિનગર ૬૨ માઈલ

ગઈ કાલે સાંજે વરસાદ બંધ થઈ જઇને પાંચમનો ચંદ્રમા ભૂરા આકાશમાં તરતો હતો તો પણ વરસાદનો ભરોસો શો? આખી રાત શાંતથી પસાર કરી ને સવારના નિર્મળ આકાશના દર્શન થયાં. આજે નવ વાગે મઠચટ્ટીથી ઊપડી ચમોલી જવાનું હોવાથી સવારના ડોલીવાલા ને મજૂરોનો હિસાબ કરી બાકી રહેલા પૈસા

ચૂકવી તૈયાર થયા ને ચમોલીના બસ સ્ટેન્ડ પર પહોંચવા સાડાનવે ઊપડ્યા સ્વચ્છ આકાશને લીધે તડકાનો તાપ લાગતો હતો પણ તે વરસાદ કરતા સારો લાગતો હતો

આશરે સાડાદશે ચમોલીનો કઠ ગો રસ્તો ચઢી સામાન સાથે બસ સ્ટેન્ડ પર પહોંચી ગયા અહીં મોટા ચોગાનમા એક તરફ ગઢવાલ મોટર ઓનર્સ યુનિયન લિ ની લાકડાની નાની કેબીન આવેલી છે આ લાકડાના પાટિયાની બનાવેલી નાની ઓરડી બસ સર્વીસની ઓફિસ, ટિકિટ ઓફિસ ને વ્યવસ્થાપકોનુ વિશ્રામસ્થાન તરીકે વપરાય છે પાસેના ચોગાનમા જતી આવતી બસ ગાડીઓ ઊભી રહે છે બદરીનાથથી પાછા ફરતા યાત્રાળુઓ સારી સખ્યામા અહીં જમા થાય છે ને ચોમાસાને લીધે બસ સર્વીસ કર્ણપ્રયાગ સુધી જતી હોવાથી બહુ થોડા ઉતારુઓને જવાની સગવડ મળે છે, આ કારણથી યાત્રીઓના મોટા સમુદાયને પાચથી છ દિવસ ચમોલીમા રોકાઈ રહેવુ પડે છે અહીં તેમને રહેવા માટે કોઈ સારી ધર્મશાળા કે મકાનોની સગવડ નથી, તેથી બસમા જગા મેળવતા સુધી ઘણી હાડમારી વેઠવી પડે છે બસ સર્વીસની ઓફિસ આગળ ઉતારુઓને બેસવા અથવા ટિકિટ લેવાના સ્થાને કોઈ છાપરાની સગવડ નથી ને યાત્રાળુઓ સારી સખ્યામા જમા થતા હોઈ દરેકને ટિકિટ માટે ખુલ્લા મેદાનમા સખત તાપમા લાઈન લગાડી ઊભા રહેવું પડે છે ને આટલા પરિશ્રમે નસીબ જાગે ને જગા મળે તો ઠીક નહીં તો નિરાશવદને પાછા ફરવુ પડે છે કર્ણપ્રયાગ પરનો પુલ વરસાદના પુરને લીધે ખેંચી લીધો હોવાથી રોજની ફક્ત છ મોટર બસ આવ જા કરતી હતી ને દોઢસો યાત્રીઓ એકી સાથે આગળ જઈ શકતા હતા.

ગઈ કાલે બસ સર્વિસના મેનેજરને મળવાથી અમારે માટે એ સ્પેશિયલ બસની સગવડ કરી હતી, પણ એક કલાક તાપમાં તપ્યા પછી બસ આવી, સામાન સાથે બધા તેમાં ગોઠવાયા, ને માડાબારે બસ ચાલુ થઈ. અહીંનો રસ્તો પાકો ને પહોળો હોવાથી બસ સહેલાઈથી દશથી પંદર માઈલની ઝડપે જઈ શકતી હતી. ચમોલીથી કર્ણપ્રયાગ વીશ માઈલ દૂર છે

માર્ગમાં આવતા નંદા ને અલકનંદાના સંગમ સ્થાન પર આવેલુ નંદપ્રયાગ પસાર કરી અલકનંદાને કિનારે એક વાગે કર્ણપ્રયાગ આવી પહોંચ્યા. અહીં કર્ણગંગા ને અલકનંદાનો સગમ છે ને આ સ્થાન પર કર્ણગજાએ તપશ્ચર્યા કરી કવચ ને કુડળ પ્રાપ્ત કર્યા હતા. સામે કિનારે જવા માટે તારના દોરડાંનો પુલ બનાવેલો છે. પુલની બાજુમાં દીવાલ પર વાર્ષિક સરેરાશ પાણીના પૂરની ઉંચાઈ બતાવવામા આવી છે ને તે લગભગ દોરડાના પુલ જેટલી ઊંચી છે આ પુલથી થોડે દૂર પાણીની સપાટીથી સહેજ ઊંચો મોટર બસ જવા માટે પુલ બનાવેલો હતો, પણ હાલમાં તેને ઉઠાવી લઈને તેના સામાનનો ઢગલો કિનારા પર જમા કરેલો જોવામા આવ્યો કિનારા પર ઘટાદાર વૃક્ષો નીચે ત્રણ ચાર દુકાનો માડેલી છે તેમા રમકડા, બીસ્કીટ, પીપરમીંટ વિગેરે ઉપયોગી વસ્તુઓ મળે છે

સખત લાગતો હોવાથી જરૂર પૂરતાં વસ્ત્રો શરીર પર રહેવા દીધાં હતાં. થોડે અંતરે જુના સમયની ચટ્ટીઓ એક પછી એક પસાર થતી હતી પણ આધુનિક સમયમાં આ ચટ્ટીઓનુ મહત્ત્વ ઓછુ થઈ ગયુ હતું. રસ્તો પહેલાં કરતાં કંઇક ખગબ જણાતો હતો, પણ ધરાસુ જવાના રસ્તાના પ્રમાણમાં ઘણો સારો હતો. વરસાદની ઝાપટથી અનેક ઠેકાણે માટી ને પત્થરો રસ્તા પર ધસી આવ્યા હતા. અનેક ઠેકાણે વિવિધ સૌંદર્ય, લીલાછમ ખેતરો ને નદીના કોતરો બસમાં બેઠાં બેઠાં જણાતાં હતાં ને અનેક વળાંકો લેતા નદીને કિનારે પશ્ચિમમાં આગળ ધપતાં હતાં.

નગરાસુ વટાવ્યુ ને ગૌચરનુ સુંદર લીલુ મેદાન નજરે પડ્યું. પહાડો વચ્ચેની ખુલ્લી આ વિશાળ જગા પચગની વિગેરે સ્થળોની યાદ આપે છે. વર્ષો પહેલાં કોઈ હિન્દુ મહારાણીએ આ જમીન ખરીદી ઢોર માટે ગોચર બનાવ્યુ છે. અહીં વિશાળ સપાટ મેદાન હોવાથી બદરીનાથ એર સર્વિસ માટે એરોડ્રોમ બાંધવામાં આવ્યુ હતું પણ તે સર્વિસ બંધ થતાં હાલ એ વિષે કાંઈ નજરે પડતુ નથી કર્ણ-પ્રયાગથી બીજા વીશ માઈલને અંતરે રુદ્રપ્રયાગ આવી પહોંચ્યા અહીં અલકનંદા ને મંદાકિનીના સંગમ પર નાનું સુંદર ગામ આવેલુ છે અહીંથી કેદારનાથ ફક્ત અડતાલીશ માઈલ હોવાથી હૃષીકેશથી બે ધામની યાત્રા કરનાર મુસાફરો અહીં બસમાંથી ઊતરી કંડી, ડંડી કે પગપાળા કેદારનાથ જવા ઊપડે છે. બસ આવીને રુદ્રપ્રયાગ ઊભી રહેતા કેદારનાથના ગોર, અમારા મદદનીશ ને યાત્રાના સાથી શ્રી ટીકાપ્રસાદે બસમાંથી ઊતરી અમારી વિદાય લીધી ને યાત્રાની પૂર્ણાહૂતિને હિસાબે સંઘમાંથી એક પછી એક, પાકાં પાન માફક ખરવા લાગ્યાં.

સાડાચાર થઈ ગયા હોવાથી કંઈક મોડું થઈ ગયુ હતું એટલે વધુ ન રોકાતાં શ્રીનગર તરફ બસ આગળ વધી. આખો દિવસ તાપમાં બસની મુસાફરી કરવાથી બધા કંટાળી ગયા હતા ને શ્રીનગર આવવાની વાટ જોતાં હતાં સંધ્યા ધીમે ધીમે ચાલી આવતી હતી ને સાથે ઠંડકને પ્રસારતી જતી હતી. આસપાસના પર્વતો ને નદીકિનારો નૈસર્ગિક સૌંદર્યમાં અનોખી ભાત પાડતા હતા. સાંજના સાડાપાંચે શ્રીનગર નજરે પડ્યું ને થોડીવારમાં તેના માર્ગો વટાવતા બસ સ્ટેન્ડના ચોગાનમાં આવી પહોંચ્યા. અમારા આવતા પહેલાં અહીં પુષ્કળ વરસાદ પડી ગયો હોવાથી રસ્તામાં ઘણો કાદવ થઈ ગયો હતો તે ઠેરઠેર પાણીનાં ખાબોચિયાં ભરાઈ ગયાં હતાં. અહીંથી કીર્તિનગર અલકનંદાને સામે કિનારે ત્રણ માઈલ દૂર છે. અમારી સાથે ઘણો સામાન હોવાથી બસ સ્ટેન્ડપર કંપનીના વ્યવસ્થાપકને મળી બન્ને બસને કીર્તિનગરને રસ્તે અલકનંદાના પુલ સુધી લઈ જવા વિનંતિ કરી પણ રસ્તો તાજેતરમાં બંધાયો હોવાથી આગળ બસ લઈ જવા માટે મંજુરી મળી ન હતી. રસ્તો કઇંક કાચો હતો તેમજ વરસાદથી માટી પોચી પડી ગઈ હતી તેથી સામાન ને પેસેન્જર સાથે બસ લઈ જવાનુ જોખમ ખેડવા કોઈ તૈયાર ન હતું એટલે બસમાંથી ઊતરી પગવાળા કીર્તિનગર જવાનુ નક્કી કર્યું. બસમાં બેસીને કંટાળેલા બધા થોડો સમય મળતા શ્રીનગરના બજારમાં ઘૂમવા નીકળી પડ્યા ને જેને જેમ ફાવ્યુ તે ખરીદીને આરોગી રહ્યા.

પહેલાં બે ત્રણ માણસને આગળથી મોકલી રહેવા પૂરતી જગા મેળવવા બંદોબસ્ત કર્યો, ને સાડાછ વાગે થોડાંકને ડોળીમાં ને બાકીના પગવાળા થોડા સામાન સાથે કીર્તિનગર વિદાય કર્યાં.

સંધ્યા આથમતી હતી, રાત્રીનું અંધારું ધીમેધીમે આગળ વધતું હતું ને કોઈવાર વરસાદના થોડા છાંટા પડી ચોમાસાની યાદ આપી જતા હતાં. બસ સ્ટેન્ડ પર બે ખટારાનો સામાન ખડકાયેલો પડ્યો હતો. આ બધો સામાન મજૂરો સાથે ઉપડાવી કીર્તિનગર પહોંચવું એ એક સમસ્યા હતી. થોડીવારમાં એક નેપાળી ટંડેલ મળી આવ્યો ને તેણે દશ નેપાળી મજૂરો રજુ કર્યાં સામાન બાંધી એક માણસ સાથે આ દશને વિદાય કર્યાં ને થોડીવારમાં બે કંડીવાલા ને ચાર મજૂરોની બીજી ટુકડી ઊપડી પણ હજી સામાન ઘણો હોવાથી વધારે માણસની જરૂર હતી. આસપાસ ફરતા બે કંડીવાળા ઝડપાયા ને ટંડેલને મજૂરોની શોધમાં દોડાવ્યો. મુસાફરીથી થાકી ગયા હોવાથી હોટલમાંથી તાજું દહીં ને ચહા મંગાવી નાસ્તો કર્યો ને આવેલી આફતમાંથી માર્ગ કાઢવા કમ્મર કસી. સહજવારમાં ટંડેલ પાછો ફર્યો ને સમાચાર મળ્યા કે બેથી વધુ માણસ મળી શકે તેમ નથી પણ જનાના મજૂર ખપતાં હોય તો તે મળી શકશે. આખરે સ્ત્રીશક્તિની અમારે સહાય માંગવી પડી ને છેવટે બે મજૂરો, ટંડેલને છ નેપાળી સ્ત્રીઓએ મળી બધો સામાન ઉપાડ્યો.

લગભગ સાડાસાત થવા આવ્યા હતા. દિવસ પૂરો થઈ રાત્રીનો અધકાર પૃથ્વીને આવરી રહ્યો હતો ને એકાદ કલાકમાં ચાલી કીર્તિ-નગર પહોંચી જઈશું વિચારી પથ કાપવા માંડ્યો. અહીં ગામના નાકાપર દરેક મજૂર દીઠ મ્યુનિસિપાલિટી તરફથી બે આના ટેક્ષ લેવામા આવે છે. નાકું છોડતા મજૂરો આગળ ચાલી નીકળ્યા પણ સ્રીશકિત આવા કામથી ટેવાયેલી ન હોવાથી થાકેલી ને બેચેન જણાવા લાગી. કોઈનુ પોટલુ છૂટી ગયુ તો કોઈને ગરમીને પસીનો થઈ ગયો, આથી થોડું આગળ વધી માર્ગમાં આવતા એક ચોતરાપર

બધો સામાન ઉતાર્યો. અંધારુ થઈ ગયુ હતું, રસ્તો અજાણ્યો હતો ને બધા મજૂરોપર દેખરેખ રાખવાની ધમાલમાં રસ્તો ભૂલીને કોટદ્વારને રસ્તે આગળ વધવા માંડયુ, પણ થોડું જતા ભૂલ સમજાઈ ને પાછા ફરી અસલ રસ્તે આગેકૂચ શરૂ કરતા તારાના ઝાખા અજવાળામા થોડે દૂર મજૂરો થાક ખાતા દેખાયા. આજુબાજુના ખેતરમા તમરા બોલતા હતા લીલા અનાજપરથી થોડીથોડી વારે આવતા મોટા જીવડા ને ભમરા અંધારામા શરીર સાથે અફળાઈને નીચે પડતા હતા માર્ગ પરના ઝાડોમા કવચિત્ કાગડા ને વાંદરાના ચિત્કારો સંભળાતા હતા ગાઢ અંધકાર હોવાથી સ્ત્રી મજૂરો ગભરાવા લાગ્યા ને બત્તી હોય તો અજવાળું કરવા વિનંતિ કરી. સદ્‌ભાગ્યે અમારી સાથેના સામાનમા બે ફાનસ રહી ગયા હોવાથી થોડીવારમા પ્રકાશ પથરાયો ને ધીમે ડગલે બધા ચાલવા લાગ્યા.

નદી પરની ભેખડો, કલકલ નદીનો અવાજ, તારાનુ અજવાળું ને રાત્રીના શાંત વાતાવરણમા ફાનસને અજવાળે આગળ વધતો અમારો સંઘ કંઈક વિચિત્ર લાગતો હતો મજૂરો થોડે અંતરે થોભતા હોવાથી વહેલા મુકામ પર પહોચવાની આશા છોડી દીધી ને બધી જવાબદારી પરમેશ્વરને સોંપી નિશ્ચિત થઇ ગયા. વરસાદને લીધે નદી તરફની ભેખડો ખતરનાક હોવાથી અંધારામાં મજૂરો રસ્તા વચ્ચે ચાલવા જણાવતા હતા અડધે રસ્તે પહોચતા ડોલીવાલાઓ ને થોડાક માણસો સામે મળતા અમારા ઉતારાના સ્થાનની માહિતી મળી ને સાડાઆઠે નદીના પુલ આગળના ઝૂપડાઓ સમીપ આવી પહોચ્યા બધાએ ભેગા મળીને ફાનસના અજવાળામા પુલ પસાર કર્યો, પણ ફાનસનુ અજવાળુ પૂરતું ન હોવાથી પત્થરવાળો રસ્તો આશરે ઊતરીને

ચઢવો પડ્યો. અહીંના વાંકાચૂંકા ને લિસ્સા પત્થરો પગ ભાગે કે મચડી નાંખે તેવો સંભવ હતો, પણ ઈશ્વરકૃપાએ બધા કીર્તિનગરના બસ સ્ટેન્ડ પર સહીસલામત આવી ઊભા થોડા ડગલાં આગળ ચાલતાં બધાના પરિચિત અવાજ સંભળાયા ને બાજુની દુકાનમા ઘડિયાળમા નવના ટકોરા થયા.

કીર્તિનગરમાં એક દુકાનદાર પાસેથી ઉપરનો એક માળ ને નીચેની દુકાન અનુક્રમે રૂપિયા બાર ને છમાં ભાડે મેળવ્યા હતા ઉપરના માળ પર બધા અડ્ડો જમાવી બેઠા હોવાથી નીચેની દુકાનમા સામાન ભરી થોડા આરામ કર્યો ને દુકાનદારને આપેલા દાળભાતના ઓરડરને ટેબલ પર ઇન્સાફ આપી તાજા થયા ઉપરના માળપર આગળ ઓશરી ને પાછળ બે ઓરડીઓ હતી. જેમા માળપર થોડા લાકડાના પાટિયા પડેલા હતાં કીર્તિનગર, વીછી નગર તરીકે જાણીતું હોવાથી બધાને વીછીની ઘણી બીક હતી ને ડગલે ને પગલે અંધારા ને અજવાળામાં વીછીનો ભય દેખાતો હતો એક ઓરડીમા ખાટલા બિછાવી બિછાના થયા પણ બીજી ઓરડીમાં લાકડા હોવાથી વીછીના ડરથી તેમા કોઈ સુવા તૈયાર ન થયા, તેથી ઓશરીમા નાના છોકરાં, મોટાં, થોડાક માદા વિગેરેની મોટી સંખ્યા હોવાથી સુવા માટે પૂરતી જગા ન રહી થોડીક જગામા પાથરણા પાથરી અનાજની ગુણો માફક બધા ગમે તેમ પડયા ને ઊંઘવાનો પ્રયત્ન કરવા લાગ્યા નવ વાગ્યાથી વરસાદ શરૂ થયો હતો ને હજી પણ ઝરમર ઝરમર વરસી રહ્યો હતો પતંગિયા ને નાના જીવડા વચ્ચે ટાંગેલી બત્તીમા કુદરતી નિયમ પ્રમાણે ઝંપલાવતા હતા. પ્રમાણમાં નાની અગવડભરી જગા, ઉપરથી જીવડાનો વરસાદ ને થોડી વારે રડી ઊઠતાં બાળકોના અવાજે આખી રાત કોઈ ઊંઘી ન શકયું ને સવાર પડવાની રાહ જોતા તરફડિયા મારી રાત પૂરી કરી

રવિવાર તા. ૨૯-૬-૫૨

કીર્તિનગરથી દેવપ્રયાગ થઈ ટીહેરી ૬૧ માઈલ

સવાર પડી, વરસાદ બધ થયો ને ગુલાબી ઠડી થાકેલા મગજને ઉત્સાહ આપી રહી હતી, પણ થોડીવારમા પાણીની તગીની ખબર મળતા કઈક સુસ્તી આવી ગઈ આસપાસ એક માઇલ સુધી કોઈ પાણીનુ ઝરણું ન હતું નીચે નદીની ભેખડ પરથી ઊતરી પ્રવાહમાથી પાણી ભરીને ઉપર ચઢાવવાનું હોવાથી થોડું પાણી ઉપર આવી શકયુ હતું દુકાનદાર પાસેથી થોડુ પાણી મેળવી તેનાથી દતધાવન, શૌચ વિગેરે પતાવી, દુકાનમા બનાવેલી ચહા પી તૈયાર થયા

ગઈ કાલ રાત્રે બસનો બદોબસ્ત કર્યો હોવાથી અમારે માટે બે મોટર બસ અનામત રાખવામા આવી હતી નવ વાગે બસ સર્વિસની ઑફિસ ઊઘડતા સામાન ઉપાડી બસપર લાદવાનુ શરૂ કરી દીધુ ને એક પછી એક પોતાને માફક આવતી જગામા બેઠા રાત્રીના ઉજાગરો ને ગઈ કાલની ભૂખ મટી ન હોવાથી દુકાનમા ફાફા મારતા બનપાઉં ને તૈયાર ટોસ્ટનો સારો જથ્થો હાથ લાગ્યો, ને પછી તો તેનાપર પડાપડી થઈ કઇક પેટમા પડતા બધા શાત થયા ને સાડાનવે બસ ઊપડી

અલકનદાને કિનારે અનેક વળાક લેતી, કોઈવાર પશ્ચિમ તો કોઈવાર ઉત્તરમા ધરાતી, ચઢાણ ચઢીને ઊતરતી પાણીના ખાબોચિયામાથી ફુવારા ઉડાડતી અગિયાર વાગે અમારી બસ અલકનદા ને ભાગીરથીના સગમ પર આવી ઊભી અમારા સબધી શ્રી ચક્રધર શાસ્ત્રીને આગળથી ખબર આપી હોવાથી તે દેવપ્રયાગ બસસ્ટૅન્ડ પર અમને લેવા આવ્યા હતા બરામા બધો સામાન

રહેવા દઈ થોડાંક ખપ પૂરતા કપડાં સાથે લઈ નદીકિનારાપરના ઉતારાના મકાનપર ગયા ચહાપાણીનું સ્વાગત સ્વીકારી તા. ૨૯મીનુ 'સંદેશ' ગુજરાતી પેપર હાથમા આવ્યુ ને ઘણે દિવસે બીજી દુનિયા સબંધી સમાચાર જાણ્યા થોડા સમય બાદ ઘાટપર સ્નાન કરવા ગયા ને સંગમ પરના ઠંડા જલનો અનુભવ કર્યો. યાત્રાની પૂર્ણાહુતિનો સંકલ્પ કરી, બ્રાહ્મણોને દક્ષિણા આપી ને રામચંદ્રજીના મંદિરમા જવા પગથીયા ચઢવા લાગ્યા આ મંદિર ઘણા પ્રાચીન સમયનુ લાગે છે પગથીયા ભાગીતૂટી ને ઘસાઈને વિકૃત થઈ ગયા છે જેમાથી થોડાકનો જીર્ણોદ્ધાર થયો છે કહેવાય છે કે એક પગથીયુ નવુ કરાવતા આશરે બસો રુપિયા જેટલો ખર્ચ થાય છે સારી જેવી ઉંચાઈ ચઢી મંદિરના દ્વારપર થાક ખાધો ને અંદર પ્રવેશ કરતા દર્શન બંધ જણાયા થોડી વિનંતિથી રામપ્રભુના દ્વાર ઉઘડ્યાને ભગવાનના દર્શન થયા મોટી છ ફૂટ ઊંચી કાળા પાષાણની મૂર્તિ અનેક વર્ષોથી અહીં ટેકા વગર અદ્ધર ઊભી છે બહાર ચોગાનમા બીજાં મંદિરો ને રામચંદ્રજીની બેઠક છે દેવદર્શન પતાવી મકાન પર ગયા ને ભોજન પતાવી સહેજ આડા પડ્યા

ગઈ કાલના સખત વરસાદથી રસ્તાને નુકસાન થયુ હોવાથી સવારના અગિયાર વાગે હૃષીકેશથી આવતી બસ હજી દેવપ્રયાગ આવી ન હતી બપોરના બે વાગ્યા હતા, બીજો કોઈ કાર્યક્રમ ન હોવાથી શ્રી ચક્રધર શાસ્ત્રીના નિમંત્રણને માન આપી અમારામાના થોડાક એમના મકાને ગયા એમના કુટુંબીઓ સાથે ઓળખાણ કરી, કુશળ સમાચાર પૂછ્યા ને શાસ્ત્રીજીનો પુસ્તક ભંડાર ને ગ્રહ તથા નક્ષત્રો જોવાનુ દૂરદર્શક યંત્ર જોતા ત્રણ વાગ્યા એમને ઘેરથી પાછા ફરતા બસના શુભ સમાચાર મળ્યા ને ચાર વાગે અમારી

બસ ઊપડવાની હોવાથી ઉતાવળે બધું આટોપી બસમાં જઈ સ્વસ્થાને ગોઠવાયા.

આર વાગે દેવપ્રયાગથી બધાની શુભેચ્છા સાથે વિદાય લીધી ને હૃષીકેશને માર્ગે પ્રયાણ આદર્યું. યાત્રાના છેવટના હિમાલયના વિકટ માર્ગમા વળાંકો લેતા, ચીકણી માટી ને ખાબોચિયાંવાળા રસ્તા પરથી પસાર થતા કોઈવાર આકાશમાં ઊંચે ચઢી સફેદ વાદળા સાથે વાત કરતાં તો બીજી પળે નદીના તટપર ઊતરી ગંગાની ગોદમાં લપાઈ જતા. વરસાદથી ધોવાઈ ગયેલો માર્ગ વ્યવસ્થિત કરવા માણસો કામે લાગી ગયા હતા, છતા પણ સંતોષકારક સમારકામ થયુ ન હોવાથી બધાને બસમાંથી ઉતારી થોડુંક પગે ચાલવું પડયુ હતું. વરસાદને લીધે મોટા પથ્થરો ડુંગરપરથી ગબડી રસ્તામા પડ્યા હતા ને ખસી પડેલી માટીથી ઘણીવાર રસ્તો સાકડો થઈ જવાથી કલીનરને નીચે ઊતરી બસને આગળ દોરવી પડતી હતી.

આશરે છ વાગે વચમા આવતા ગેટપર થોભી વિસામો કર્યો. મુસાફરીનો થાક ઉતારવા ચહાનો ઓરડર નોધાવ્યો, પણ દૂધ બેસ્વાદ જણાતા ચહાનો વિચાર પડતો મુકાયો ને નાસ્તો ખાઈ મન વાળ્યુ હૃષીકેશ હજી વીસ માઈલ દૂર હતું આ તરફ સખત વરસાદ પડ્યાના ચિહ્નો દેખાતાં હતાં. આકાશ વાદળાથી ઘેરાયેલુ હતું ને કોઈવાર એકાદ વાદળી વરસી જતી. સાજ પડવાથી અજવાળુ દરેક પળે ઓછુ થતું જતું હતું, છતા હિમ્મત ને ધીરજથી આટલા બધા માણસોની જવાબદારી સાથે બસનો ડ્રાઈવર આગળ વધે જતો હતો

ખાડા ટેકરા ને જંગલ વટાવતા લક્ષ્મણ ઝૂલા આગળ પહોચતા સાત વાગી ગયા ભૂલથી પાછળ રહી ગયેલી એક બસ

અમને રસ્તામા સામી મળી ને સાંકડા કાદવવાળા રસ્તામાં તેની બાજુમાં થઈને આગળ જતાં અમને ઘણી મુશ્કેલી નડી. સાજના ઝાંખા અજવાળામાં સ્વર્ગાશ્રમ ને ગીતાભવન ઝડપથી પસાર થતાં જોયાં ને થોડીવારમાં નરેન્દ્રનગર–ટહેરી–વાળા રસ્તાપર થઈ મોટા રસ્તાપર આવી પહોંચ્યા

આખો માર્ગ પાણીથી ચિકાર થઈ ગયો હતો ને આજુ-બાજુના ખેતરો નાના જળાશયો બની ગયા હતા. મોડું થઈ ગયુ હતું, છતાં આઠ વાગે હૃષીકેશના વિજળીના દીવા દેખાયા ને ઘડી-ભરમાં ભરતમંદિરને આંગણે આવી ઊભા. અમારી બીજી બસ હૃષીકેશમાં દાખલ થતા બીમાર થઈ ગઈને ફાટેલુ ટાયર સમારતાં અડધો કલાક થવાથી કંટાળી ગયેલા મુસાફરો મુકામપર પહોંચવા તલપાપડ થઈ ગયા. કાળા આકાશમાં વીજળી ઝબૂકતી હતી, વાતાવરણમાં ગરમી હોવાથી મોટા ભાગના ઘણાએ વરંડામાં જગા રોકી બિસ્તરા બિછાવ્યા ને અંદર સુનારા પોતાની કમનસીબી પર વિચાર કરતા હતા, એટલામાં મૂશળધાર વરસાદ પડ્યો ને ઠંડી હવામા બિસ્તરા પાથરનારા સહીસલામત ખૂણો શોધવા નીકળી પડ્યા. થોડીવારે વરસાદ બંધ થયો ને પોતાને મળેલી જગામાં સુખેદુખે સંતોષ માની થાકેલા બધા નિદ્રાધીન થયાં.

બસ આવવાની હોઈ નવરા બેઠા પ્રવાસના સ્મરણો ને અનુભવોની ચર્ચા કરતાં સમય પસાર કરવા લાગ્યા. ભરતજીના મંદિરમાં દર્શન કરી શ્રી. પુષ્કરજીના મંદિરમાં ગયા. અહીં રામ, લક્ષ્મણ, જાનકીજીની સુંદર પ્રતિમાઓ છે ને મંદિરના મકાનમાં રહેવા માટે પણ સારી સગવડ છે. બજારમાંથી આવતા થોડી ખરીદીઓ થઈને અંતે સવારનો નાસ્તો પણ થયો. બસ આવી પહોંચતા સામાન ખડકાયો, સ્થાનિક ખબરપત્રીને યાત્રાની અગવડતા ને થોડા સૂચનો આપ્યા ને ધર્મશાળાના કર્મચારીઓ ને પુષ્કર મંદિરના શ્રી ગિરધરાચાર્યની વિદાય લઈ ઊપડયા ને દશ વાગે હરદ્વારમાં દાખલ થયા.

રાબેતા મુજબ વ્યવસ્થા હોવાથી થોડા સમયમાં દોઢ મહિના પૂર્વે છોડેલા સ્થાનપર પહોંચી યાત્રાનો થાક ઉતાર્યો ને કંઈક જાગૃતિ આવતાં હિમાલયની હવાનું ઘેન ઊતરી ગયુ ને અર્જુનના રથ પર હનુમાનજી આવી વિરાજે તેમ વ્યવહારિક કામ ને નોકરીની જવાબદારી મગજ પર સવાર થઈને બેઠી. મુંબઈ સાંભરતાં રજાની મુદત પૂરી થઈ ગઈ હોવાથી પહેલી તકે હરદ્વાર છોડવાનો નિશ્ચય કર્યો.

મુસાફરી બાબતની રેલ્વેમાં ખબર કાઢતાં પાંચ છ દિવસ સિવાય સેકન્ડ ક્લાસની સગવડતા મળે તેમ ન હતી, છતાં એ બાબતની રેલ્વે સત્તાવાળાઓને અરજી કરી બનતી ઉતાવળે સગવડ મેળવી આપવા વિનંતિ કરી. દરમ્યાન સ્ત્રીવર્ગે હરદ્વારના બજારની દુકાનો પર હલ્લો શરૂ કરી દીધો ને વાસણો, ગરમ, રેશમી, સુતરાઉ કાપડ ને વિવિધ વસ્તુઓ ખરીદી મુકામ પર ગંજ ખડકવા માંડયો. ભોજન સમાપ્ત કર્યા પછી નવરા પડયા ત્યારે

પણ અમારામાંથી થોડાકને જવાનો વિચાર એક સરખો મનમાં ઘુંટાયા કરતો હતો પણ સૂઝ પડતી ન હતી.

અમારી અરજી મળતાની સાથે રેલ્વે સત્તાવાળાઓએ એક તાર એમની વડી ઓફિસ પર મુરાદાબાદ અને બીજો તાર દિલ્હી મોકલી જવાબની રાહ જોઈ બેઠા ને રાત્રે કંઈક ચોક્કસ જવાબ મળશે એમ આશા આપી. ઉત્કંઠા ને અધીરાઈમાં સાંજ વીતી, બજારમાં ફરી થોડો સમય વિતાવ્યો ને રાત્રે ધર્મશાળા પર પહોંચતા કાલે સવારે અગિયાર વાગે ચોક્કસ બાતમી મળવાના સમાચાર મળ્યા. આવતી કાલની આશામાં આજની નિરાશા ભૂલી ગયા ને વર્તમાન સ્થિતિપર ચર્ચા કરતા નિદ્રાને ખોળે પડ્યા.

થોડો આરામ કરી બપોરના બે વાગે સ્ટેશન પર ગયા ને આસિસ્ટંટ સ્ટેશન માસ્તરને મળી બધી વાત કરી. મુગદાબાદથી જવાબ આવી ગયો હતો, પણ દિલ્હીથી આવનારા છેવટના જવાબની રાહ જોવાતી હતી, નિરર્થક સમય પસાર થતો હોવાથી ધીરજનો અંત આવી ગયો ને છેવટે દહેરાદુન જઈ મળે તેટલી જગા મેળવી આવતી કાલે બપોરે અહીંથી ચાલી નીકળવા નિશ્ચય કર્યો. આથી દહેરાદુનમાં મળતી જગાની માહિતી મેળવવા અમારા એક વડીલ મુંબઇથી આવેલી ટ્રેનમાં દહેરાદુન ગયા ને સાંજની વ્યવસ્થા માટે સૂચના આપતા ગયા આજ રાત્રે ચોક્કસ જવાબ મળશે એ આશામાં અમને આઠ વાગે સ્ટેશનપર તપાસ કરવા જણાવ્યું ને આશા–નિરાશામા સંકલ્પ–વિકલ્પ કરતા મુકામ પર આવી બધાને સવારના દહેરાદુન જવા માટે તૈયારી કરવા જણાવી રાત પડવાની રાહ જોતા બેઠા

વાદળોને લીધે જલદી અંધારું ફેલાઈ ગયું હતું ને અમારા મનમાં પણ નિરાશાના અંધકારમાં ફાંફા મારી રહ્યા હતા છેવટનો મરણિયો પ્રયત્ન કરવા રાત્રે આઠ વાગે બહાર પડ્યા ત્યારે આશા નહિવત્ બચી હતી. પ્લેટફોર્મ પર પહોંચતા જણાયુ કે માસ્તર એમની ફરજ પરથી નિવૃત થઈ ઘેર ગયા હતા, આથી રેલ્વેના પાટા ને કેબીનના તાર ઓળંગતા રેલ્વે ક્વાટર પર પહોંચ્યા પણ માસ્તર ત્યાંથી પણ રવાના થઈ ગયા હતા. ત્યાં અમને ખબર મળી કે દિલ્હીથી તાર આવ્યો હોવાથી માસ્તર સ્ટેશન પર ગયા છે, ને અમને સંપૂર્ણ ખાત્રી થઇ કે તાર અમારા વિષે હશે ને અમારી મહેનત સફળ થઈ હતી; હોંશમાં સ્ટેશનપર પહોંચવાની ઉતાવળમાં રસ્તામાં પગ લપસ્યો ને કપડાં બગડતાં સહેજમાં બચી ગયાં

ઓફિસના દરવાજા આગળ અમને શુભ સમાચાર મળ્યા કે દિલ્હીથી જવાબ આવી ગયો હતો ને સેકન્ડ ક્લાસનો એક આખો ડબ્બો કાલે સવારે હરદ્વાર આવી પહોચશે હજી કોઈ ઠેકાણે ભૂલ તો થતી નથી અથવા કંઈક શંકા રહેતી તો નથી એ વિચારે અનેક પ્રશ્નો પૂછી મુકામપર પાછા ફર્યા ને બધાને સમાચાર આપી રાજી કર્યા રાત્રે નવ વાગે અમારા વડીલ દહેરાદુનથી પાછા ફર્યા. એમને સ્ટેશનપર દિલ્હીના સમાચાર મળ્યા પણ પૂરેપૂરો ભરોસો ન પડવાથી સવારના સ્ટેશનપર જઈ પૂરી ખાત્રી કરવા નિશ્ચય કર્યો ને સાડાત્રણનુ એલાર્મ મૂકી સવારના વહેલા ઊઠવા પથારીમા પડ્યા.

બુધવાર તા. ૨-૭-૫૨

હરદ્વારથી દિલ્હી

સાડાત્રણે ઊઠી તૈયાર થઈ સ્ટેશનપર પહોચ્યા પણ ટ્રેન કંઈક વહેલી આવી હોવાથી થોડા મોડા પડ્યા. આવેલી ટ્રેનમા સેકન્ડ ક્લાસના આખા ડબ્બાની શોધ કરી પણ નિરાશા મળી, આથી માસ્તરને પૂછી પૂરી ખાત્રી કરવા ગયા છેવટે ડબ્બો આવી ગયાના સમાચાર મળ્યા એટલે દહેરાદુન જવાની ફડાકૂટ બચી ગઈ ને બધી તૈયારી ને અમારી મહેનત સફળ થઈ દહેરાદુન આ સમાચાર મોકલી આપ્યા ને ત્યાના વ્યવસ્થાપકોનો આભાર માન્યો.

બધા પોતપોતાની જગાપર ગોઠવાઈ મુંબઈ જવાની આશામા ગેલમા આવી ગયાં હતા અમારા ગોર શ્રી જ્યોતિપ્રસાદ તથા બીજા માણસો અમને વિદાય આપવા સ્ટેશનપર આવ્યા હતા રેલ્વે સત્તાવાળાઓ ને માસ્તર વિગેરેનો ઘણો આભાર માની ગાડીની વાટ જોવા લાગ્યા

બાર વાગે દહેરાદુન એક્ષપ્રેસ આવી પહોચી ને અમારો ડબ્બો વચમા જોડાઇ મુબઇની સફર માટે તૈયાર થઇ ગયો ગોર મહારાજ તરફથી બધાને પ્રસાદ મળ્યો ને બદલામા અમે બધાનો ઘણો આભાર માન્યો ને છેવટે પંદર મિનિટ પછી "બદરી વિશાલની જય" સાથે ગાડી હરદ્વાર છોડી આગળ વધી

અમારો આખો ડબ્બો સળંગ હોવાથી બધા એક બીજાના કેબીનમા એકત્ર થઈ ગપ્પા મારી રહ્યા હતા ગાડી એક પછી એક સ્ટેશનો વટાવતી આગળ ધપી રહી હતી બારી બહાર ખેતરો ને વરસાદના પાણીથી છલકાતી નહેરો ને લીલીછમ ધરતી પર ચરતા ગાય ભેંસના ટોળા નજરે પડતા હતા પણ જાણે અમારુ મન હિમાલયની પગદંડી પર પાછુ રહી ગયુ હતુ ગત ચાલીશ દિવસમા જોયેલા દૃશ્યો આખ આગળથી ઝડપથી પસાર થતા હતા બરફ છવાયેલા શિખરો, સુદર વન રાજી, અનેક રંગી ફુલ ઝાડ, નિર્મળ જળ, ઝરણાના ધોધ, ખડક વચ્ચેથી વહેતી નદીઓના

સ્વર્ગભૂમિ જેવો હિમાલય છોડી ચિંતા, હાડમારી ને જીવન ટકાવી રાખવા મુંબઈ જઈ રહ્યા હતા, પણ જીવનમા સાચું શું તે સમજાતું ન હતું ને કંઈક જવાબ ને આશ્વાસન મેળવવા આત્મમંથન ચાલુ હતું. મન હજી ધરાયુ ન હતું, જાણે કઈક અધૂરું રહી ગયુ હતું ને ધરાઈને સ્વર્ગભૂમિનો આનંદ ભોગવવાની ઇચ્છા અંતરમાં કોઈ ખૂણે ભરાઈને બેઠી હતી. આટલા દિવસ કોઈ અલૌકિક ભૂમિમા વિચરતા હતા ને હવે કર્મભૂમિ તરફ ઘસડાઈ રહ્યા હતા

બુધવાર તા. ૩-૭-૫૨

સવાઈ–માધવપુર પર સવાર પડી. રાત્રે ગાડી કોઈ ઠેકાણે વધુ થોભી હોવાથી અત્યારે અરધો કલાક મોડી થઈ હતી. આજે અષાઢી એકાદશી હોવાથી મોટે ભાગે બધાને આનંદ ઉત્સવ ને ઉપવાસ હતો સહવારના ચહાપાણી પતાવી ફળાહારની શોધમા એક પછી એક સ્ટેશન ઘૂમી વળ્યા ને દરેક ઠેકાણે મળતા કેળા, નારંગી, જાંબુ, કેરી ને મગફળી લઈ ભેગા કર્યા ટ્રેનના રીફ્રેશમેન્ટમા ઓરડર આપી બટાટાની કાતરી ને દહીં વિગેરે તૈયાર કર્યું હતું ને નાગદા પરનો સ્વાદિષ્ટ માવો પ્રસાદ માટે ખરીદી લીધો હતો એકાદશી નિમિત્તે ઉપવાસ ને ફળાહારમા જોઈએ તે પ્રમાણ કરતા વિશેષ આરોગી ઘેનમા પડ્યા ને રતલામ આવવાની રાહ જોતા ઝોકા ખાવા લાગ્યા.

સાડાત્રણે રતલામ આવ્યુ ને આગળથી ખબર આપ્યા હોવાથી ભાઈ સ્ટેશનપર ચહા લઈ અમારુ સ્વાગત કરવા તયાર હતા પણ ગાડી મોડી થઈ હોવાથી પ્લેટફોર્મ પર ઘણીવાર થોભવુ પડ્યું હતું પાછા ઘણા દિવસે મળ્યા ને કુશળ સમાચાર પૂછી યાત્રાના અનુભવ વિષે ઘણી વાતો કરી બપોર પછી ચ બલ, દોહદ, ગોધરા વિગેરે પંચમહાલના ડુંગરાળ પ્રદેશ વટાવતા સૂર્યાસ્ત થઈ ગયો ને પોણા-દશે વડોદરા પહોંચ્યા વડોદરાથી જોડાયેલા યાત્રીઓ અહીં ઊતરવાના હોવાથી સ્ટેશન પર મળવા ને ઊતરનારાઓને લેવા ઘણા કુટુબીજનો આવ્યા હતા બે મહિનાના સતત સહવાસમા સાથે સુખદુખ વેઠી આજથી બધાને છૂટા પડવાનું હતું ને અમે અમારા સ ઘમાથી છ જણા વડોદરાથી વિદાય લેતાં હતા. સમાચારની

## ગુરુવાર તા. ૪-૭-૫૨

વસઈના સ્ટેશન પરથી મુંબઈની હવા લાગવા માડી વરસાદ તાલ્તે પડી ગયો હોવાથી હવામાન તાજગી ભર્યું લાગતું હતું. વિજળી ગાડીઓ ને મુંબઈની ધમાલ નજરે પડતી હતી પણ નિવાસીઓ વહેલી સવારથી કામધંધે જવા નીકળી પડયા હતા ને સૌ કોઈ પોતાના વ્યવસાયમા નિમગ્ન હતા થાકેલી પણ દોડીને નિયત સમય પર આવી પહોચેલી ગાડી હાફતી સવા છ વાગે સેન્ટ્રલ સ્ટેશનમા દાખલ થઈ ને થોડીવારમા પ્લેટફોર્મ પર લેવા આવેલા અનેક સ્વજનો સમક્ષ આવી ખડી થઈ બે મહિનાના વિયોગ પછી દૂર ગયેલા સ્વજનો મળ્યા ને મિલન માટે ઝંખતા હૃદયો શાત થયા ગાડીઓમા સામાન ભરી છેવટની વિદાય લઇ બધા છૂટા પડ્યા ને બે મહિના માટે એકઠો થયેલો સંઘ આજ વિખૂરાઈ ગયો

છીએ તે જાણવા મગજને ઘણો શ્રમ પડે છે ને છેવટે જાગૃતિ આવતાં જ્યારે રૂમનું ફરનીચર નજરે પડે છે ત્યારે નિરાશાથી બધું ભૂલવા પ્રયત્ન થાય છે.

અનેક સ્થળો જોયાં, કંઇક યાત્રા કરી, અનેક અનુભવો મેળવ્યા ને જિંદગી પસાર થઈ પણ હિમાલયના પ્રવાસનો અનુભવ કંઈક અનોખોને અલૌકિક છે. બધાં સુખદુઃખ ને જીવનના અનુભવ ભૂલી જવાશે પણ હિમાલયની યાત્રા હૃદયમાં સદાને માટે અંકિત થઇને રહેશે.

# કેટલાંક અગત્યનાં અંતરો

હરદ્વારથી હૃષીકેશ
હૃષીકેશથી નરેંદ્રનગર
નરેન્દ્રનગરથી ટહેરી
ટહેરીથી ધરાસુ
ધરાસુથી જમનોત્રી
જમનોત્રીથી ઉત્તરકાશી
ઉત્તરકાશીથી ગંગોત્રી
ગંગોત્રીથી બૂઢાકેદાર
બૂઢાકેદારથી ત્રિયુગી નારાયણ
ત્રિયુગીથી કેદારનાથ
કેદારનાથથી ઉખીમઠ
ઉખીમઠથી તુંગનાથ
તુંગનાથથી ચમોલી
ચમોલીથી જોશીમઠ

## ગંગોત્રીથી કેદારનાથ

| અંતર (માઈલ) | નામ | વિશેષ માહિતી |
|---|---|---|
| | ગંગોત્રી | |
| ૪૦ | મલ્લા ચટ્ટી | |
| ૩ | સૌગ કી ગાડ | સખત ચઢાણ |
| ૬ | ઝુણા ચટ્ટી | ધર્મશાળા, જંગલ, સખત ચઢાણ, રસ્તામા પાણી મળતુ નથી. |
| ૪ | વેલક ચટ્ટી | સખત ચઢાણ ૯૦૦૦ ફૂટ ઊંચુ. રસ્તામા દૂધ મળે છે. ગાઢ જંગલ ને ખરાબ રસ્તો, સખત ઠંડી. |
| ૫ | પંગરાણા | ચટ્ટીને દુકાનો પાણીની અછત. ઉતરાણ. |
| ૪ | ઝાલા | ઉતરાણ ખરાબ જંગલનો રસ્તો. |
| ૬ | બુઢા કેદાર | ડુંગરાળ રસ્તો, સાધારણ ગરમી, નાનુ બજાર ને ધર્મશાળા બુઢા કેદારનુ મંદિર. |
| ૯ | ભૈરવ ચટ્ટી | સખત ચઢાણ ૮૦૦૦ ફૂટ ઊંચુ છેલ્લા ત્રણ માઈલમા પાણી નથી. ભૈરવનાથનુ મંદિર. ચટ્ટીના દુકાનો, પાણીની તંગી સખત ઠંડી. |
| ૩ | ભોટ ચટ્ટી | સખત ઉતરાઈ |
| ૯ | ઘુત્તુ | ધર્મશાળા, દુકાનો, રામજીનુ મંદિર, વિશેષ ઠંડી, પવાલીની સખત ચઢાઈની શરૂઆત. |
| ૯ | પવેલી | સખત ચઢાણ, રસ્તામા પાણી મળતુ નથી. ૧૨૦૦૦ ફૂટ ઊંચુ વધુ ઠંડી અગસ્ત્ય ળા પર્વતો મનોહર દ્રશ્યો |
| ૯ | મઘુ ચટ્ટી | પર્વતોના મથાળા પર રસ્તો, ઉતરાણ, બરફ છવાયેલો રસ્તો, પાણી મળતુ નથી. કરાનો વરસાદ પડે છે ધર્મશાળા ને દુકાનો. |
| ૫ | ત્રિયુગીનારાયણ | સખત ઉતરાણ ઊંચાઈ ૭૨૦૦ ફૂટ, ધર્મશાળા, બજાર, મંદિરો. |
| ૫ | ગૌરીકુંડ | ૬૮૦૦ ફૂટ ઊંચાઈ, ધર્મશાળા, ગરમ પાણીના કુંડ, મંદિરો બજાર કેદારનાથના ચઢાણની શરૂઆત. |
| ૪ | રામવાડા | સખત ચઢાણ સખત ઠંડી ધર્મશાળા ને દુકાનો ૯૦૦૦ ફૂટ ઊંચાઈ |
| ૪ | કેદારનાથ | ૧૧૭૫૦ ફૂટ ઊંચાઈ, ધર્મશાળા, બજાર, મંદિરો, પોસ્ટ ઑફિસ, સખત ઠંડી. |

ઊંચાઈ ૩૧૫૦ ફૂટ, ધર્મશાળા, પોસ્ટ ઑફિસ, દવાખાનું, નાનું બજાર, તાર ઑફિસ, બસ સર્વિસનું ટર્મીનસ, સખત ગરમી

ચાની દુકાનો સાધારણ ગરમી

ધર્મશાળા, તાર ઑફિસ, પોસ્ટ ઑફિસ, દવાખાનું, નાનું બજાર, મંદિરો, ઊંચાઈ ૪૦૦૦ ફૂટ

ધર્મશાળા, દુકાનો, સાધારણ ઠંડી

ધર્મશાળા, દુકાનો, પાતાલગંગા આગળ ખરાબ રસ્તો

ખરાબ રસ્તો, ઉંચાઈ ૬૧૦૫ ફુટ, ધર્મશાળા, પોસ્ટઑફિસ તાર ઑફિસ, દવાખાનું, મંદિરો, નીતિ ઘાટ ૪૪ માઈલ દૂર, શંકરાચાર્યનો જ્યોતિર્મઠ સાધારણ ગરમી

## જોશી મઠથી બદ્રીનાથ

| અંતર (માઈલ) | નામ | વિશેષ માહિતી |
|---|---|---|
| — | જોશીમઠ | |
| ૨ | વિષ્ણુપ્રયાગ | સખત ઉતરાણ ને ખરાબ રસ્તો, વિશેષ ઠંડી |
| ૬ | પાન્ડુકેશ્વર | અડકનો ખરાબ રસ્તો, ઊંચાઈ ૬૦૦૦ ફૂટ ધર્મશાળા પોસ્ટ ઓફિસ, મંદિરો |
| ૩ | લામ બગડ | ધર્મશાળા ને દુકાનો વિશેષ ઠંડી આસપાસ બરફના પર્વતો |

## હમારી મંડળી

શ્રી વસંતરામ જમીએતરામ વકીલ
,, સુલોચના વસંતરામ વકીલ
કુ વત્સલા વસંતરામ વકીલ
કુ તરલા વસંતરામ વકીલ
શ્રી. મનહરલાલ જમીએતરામ વકીલ
,, પ્રભાવતી મનહરલાલ વકીલ
કુ. દામિની મનહરલાલ વકીલ
શ્રી શિવપ્રસાદ ચન્દ્રપ્રસાદ ઠાકર
,, બાળાગૌરી શિવપ્રસાદ ઠાકર
,, નંદુબેન મનુભાઈ ઠાકર
,, તિલોત્તમા સુંદરલાલ પાઠક
,, લીલાવતી ફુરસરામ ભટ
,, કૌશીકરામ ફુરસરામ ભટ
,, વસુમતી કૌશીકરામ ભટ
કુ. રંજના કૌશીકરામ ભટ
શ્રી સુધાકર રામચન્દ્ર હિન્ડીઆ
,, યશોમતિ સુધાકર હિન્ડીઆ
કુ નયના સુધાકર હિન્ડીઆ
,, ઉમા સુધાકર હિન્ડીઆ
શ્રી. રજનીકાન્ત હીરાલાલ મુનશી

૨૧. ,, રશ્મિ રજનીકાન્ત મુનશી
૨૨. કુ સ્મિતા રજનીકાન્ત મુનશી
૨૩ શ્રી લલિતાબહેન કૃષ્ણલાલ સનાવાળા
૨૪. ,, નિરંજના પ્રવિણચન્દ્ર સનાવાળા
૨૫ ,, મધુકાન્ત કૃષ્ણલાલ સનાવાળા
૨૬ ,, મધુસુદન ઈશ્વરલાલ જાની
૨૭ કુ જોલીબહેન ઇશ્વરલાલ જાની
૨૮ શ્રી મનુબહેન ચંપકલાલ વકીલ
૨૯ શ્રી હસમુખભાઈ મિસ્ત્રી